# ક્ષમાવતી.

## નાટક ત્રિઅંકી.

રચીને છપાવી પ્રગટ કરનાર
નગીનદાસ મંછારામ ઘેલાભાઈ,
"ગુજરાત મિત્ર" તથા "દેશી મિત્ર" વાળા.
રેલનો ગરબો, બાળ વિધવા રૂપસુંદરી, છોટુભાઈ,
રંગિલી ને છબિલી વિગેરેના રચનાર
તથા એડિટર "નિત્યાનંદ".

સુરત "વિક્ટોરિયા" પ્રેસ.
સને ૧૮૮૮.

કીમત આઠ આના.

# કામાવતી.

## નાટક ત્રિ અંકી.

રચનાર તથા છપાવી પ્રગટ કરનાર
**નગીનદાસ મંછારામ ઘેલાભાઇ,**
"ગુજરાત મિત્ર" તથા "દેશી મિત્ર" વાળા.
રેલનો ગરબો, બાળ વિધવા રૂપસુંદરી, છાંટુખાં,
રંગિલી ને છબિલી વિગેરેનો રચનાર
તથા એડિટર "નિત્યાનંદ".

**સુરત મધ્યે**

"વિકટોરિયા" પ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ
છાપ્યો.

સને ૧૮૮૮. સંવત ૧૯૪૪.

અખંડ પ્રૌઢપ્રતાપિ

મેહેરબાન નેકનામદાર,

મહારાજા સાહેબ

# સર તખ્તસિંહજી

## જી. સી. એસ. આઈ.,

## સી. આઈ. ઈ.

ભાવનગરના ભલા ભડવિર,

ભૂપતિજી સાહેબ.

આપ નામદારે
શ્રી સરસ્વતીનાં કાર્યો
માં કીર્તિ સંપાદન કીધી છે,
વિદ્યોત્તેજક કાર્યમાં સદા તત્પર છો,
વિદ્દ્જનોના કદરદાન છો, ઉદાર અં-
તઃકરણના આનંદનીય નૃપતિ છો, અને
આપ નામદારની અનેક પ્રકારે પ્રકાશ-
મય પ્રસંશા પોકરાય છે, જે સર્વ-
ની યોગ્યતા વિચારી આ
લઘુ ગ્રંથ આપને નિ-
વેદન કરૂં છું.

---

લી૰ સેવક

નગીનદાસ મંછારામ.

# નાટક પાત્રો.

સૂત્રધાર.

વિદૂષક.

**રૂપસેન**—રૂપાવતી નગ્રનો રાજા.

**બુદ્ધસાગર**—રૂપસેનનો પ્રધાન.

**દેવસિંગ**—રૂપસેનનો કોટવાલ.

**કામસેન**—કનકાવતી નગરીનો રાજા.

**કામાવતી**—કામસેન રાજાની કુંવરી.

**રત્નસેન**—કામસેન રાજાનો પ્રધાન.

**વીરસેન**—ચંપાવતી નગરીનો રાજા.

**ગુલાબરાય**—વીરસેન રાજાનો પ્રધાન.

**હંસ અને વચ્છ**—વટેમાર્ગુઓ.

**કેશરીસિંગ**—ચંદ્રનગરનો રાજા.

**જ્ઞાનસાગર**—કેશરીસિંગ રાજાનો પ્રધાન.

**ખજાનચી** મેહેતો, ભાટ, માલણ, દાશીઓ, ચોપદાર, સિપાઇઓ, બીજા કામદારો, ચાકરો, ખરીદદારો, સોદાગર, મુત્સદ્દી, ચોર અને તેના સગાંવાહાલાં, સાધૂઓ વગેરે.



# કામાવતી.

## નાટક.

### પ્રસ્તાવના.

**સૂત્રધાર** (પ્રવેશ કરીને)—અહો! આ પચરંગી મહા જનોની ભભકાદાર સભાની સમક્ષ મારો કામાવતીનો નાટક ભજવી બતાવતાં મને અત્યાનંદ પ્રાપ્ત થશે. (ઊંચે જોઈ બે હાથ જોડીને) હે જકતેશ્વર પ્રભુ! તું મને મારા આજના સુભ કાર્યમાં સહાય થજે.

**વિદૂષક** (પ્રવેશ કરીને)—ના ના; મારીથી તે કદી બનવાનું નથી.

**સૂત્રધાર** (આશ્ચર્ય પામીને)—આ વિચિત્ર માણસ આ રંગભૂમિમાં અંનાશાએ ક્યાંથી આવી ચડ્યો હશે! આહા! પ્રભુ કેવો દાતાર છે કે જેવા નરની મને મારા નાટકમાં મદદ દાખલ જરૂર છે તેને મોકલી આપ્યો! (વિદૂષકને) ભાઈ, તું કોણ છે!

**વિદૂષક** (ખડખડ હસી પડીને સભા પ્રત્યે)—દેખતી આંખોએ આંધળા તે આવાજ હોય! હું ખાસો વિક્રમ રાજા સરખો પ્રતાપિ માણસ છું, છતાં વળી મને પૂછે છે કે તું કોણ છે! (સૂત્રધારને) અલ્યા ભદ્દા, આંખો કંઇ ભાડે બાડે આપી આવ્યો છે કે શું?

**સૂત્રધાર**—કેમ ભાઇ, એમ શા માટે પૂછે છે?

**વિદૂષક**—એમ ન પૂછે તો વળી કેમ પૂછે? તું છે તેવો હું પણ છું, ત્યારે વળી પૂછે છે શાનો કે (ચાળો કરીને) તું કોણ છેએએએ.

**સૂત્રધાર**—વારૂ ભાઈ ક્ષમા કર.

**વિદૂષક** (સભાસદો પ્રત્યે)—હવે કેવો ઠેકાણે આવ્યો! જરા ઝરણ બતાવ્યા વગર પાંસરી પડે એવી આ દુનિયા નથી તો!

**સૂત્રધાર** (મનમાં)—જરાક ચઢાવીને કામ લેવું પડશે. (વિદૂષકને) વારૂ ભાઈ, તુ માણસ તો ખાસો સોનામોહોર જેવો, પણ તારૂં નામ શું તે હું જાણવા માગું છું.

**વિદૂષક** (સૂત્રધારપર ધસી જઈને ગુસ્સામાં)—એક લાત એવી મારીશ કે માગવું ને તાગવું સૌ ભુલીજ જશે જો. અલ્યા તું કોની પાસે માગે છે? જા માગતો હોય તો ફરિયાદ કર (ચાલવા માંડે છે.)

**સૂત્રધાર**—અરે ભલા માણસ, તારી પાસે હું બીજું કંઈ માગતો નથી, પણ માત્ર તારૂં નામજ માગું છું.

**વિદૂષક**—વાહવા! ઘણો ડાહ્યો! મારા બાપે મારી ફોઈને સાડાએ રૂપિયા આપીને ખાસું ઓવાળીનું નામ પડાવેલું, તે શું તને આપું કે?! (સભા પ્રત્યે) શું વાલ ચાવવાની વાત કરે છે!

**સૂત્રધાર** (મનમાં)—આ અડધો ગાંડો ને અડધો ઘેલો! એની સાથે માથાફોડ કરતાં કેમ પાર આવશે! પણ મને મારા આજના ખેલમાં એવા અડબંગની ઘણી જરૂર છે, માટે કંઈ કરતાં સમજાવી પટાવીને કામ કહાડી લેવું જોઈએ. (વિદૂષકને) ભાઈ સાહેબ, મારે તારૂં નામ જોઈતું નથી, પણ લોકો તને કેવે નામે બોલાવે છે તે તો મેહેરબાની કરીને કહે?

**વિદૂષક**—ત્યારે એમ બોલની, નકામું અત્યાર સુધી માથું શું કરવા ઝિકાવ્યું. જો સાંભળ; મારૂં નામ વિદૂષક. રંગલો અને અંગ્રેજીમાં તો મને ક્લાઉન કરીને કહે છે!

**સૂત્રધાર**—અરે વાહ! શું તારાં નામોની બલિહારી! મને તારી સાથે ઠીક હળશે, માટે આજની રાત્રિ તું મારી સાથે રહીને મારા આજના ખેલમાં મદદ કરીશ?

**વિદૂષક**—હું તને મદદ તો કરૂં, પણ મને શું આપશે?

**સૂત્રધાર**—તને શાની ઇચ્છા છે?

**વિદૂષક**—જોરે ઓ. મોહોમાંથી સમાલીને બોલજે (ગુસ્સામાં) કેમ મારી એકની એક વૈરીનું નામ દીધું?

**સૂત્રધાર** (મનમાં)—આ જંગલીની વૈરીનું નામ ઇચ્છા હોય એમ જણાય છે! (વિદૂષકને) વારૂ ભાઇ માફ કર, પણ તને તારી મેહેનતના બદલામાં શું જોઇએ છીએ?

**વિદૂષક**—રોજનું રોકડું ને મહિનાની ઇંટ!

**સૂત્રધાર**—વાહ! આ સદગૃહસ્થોની સભામાં આવું અટકચાળું બોલતાં શરમાતો નથી! જરાક પાંશરૂં બોલ.

**વિદૂષક**—માફ કર ભાઈ, જખ મરાવી!

**સૂત્રધાર**—ત્યારે પકડ કાન.

**વિદૂષક** (સૂત્રધારનો કાન પકડીને)—લે ભાઈ હવે તો માફ કર!

**સૂત્રધાર**—ચાલ ચાલ, પડની મૂક. હવે આપણે આપણા નાટકનો આરંભ કરીએ.

**વિદૂષક**—પણ કંઇ મિષ્ટાનના થશે કે નહીં?

**સૂત્રધાર**—તે તો પેહેલ્લા, પણ જોજે હોં. તું મારી સાથે સહાયમાં રેહજે. તને તારી મેહેનતનું ફળ મોહો માગ્યું મળશે.

**વિદૂષક**—આપણા મોહોને તો ફક્ત લાડુજ ભાવશે!

**સૂત્રધાર**—ઠીક છે તો. ખાસા શેરેશેર ઘીના જમાડીશ.

**વિદૂષક**—ત્યારે તો આપણે નેપાલાનો જુલાબ લેવાના, કે ખૂબ જમાય!

**સૂત્રધાર**—તારી નજરમાં આવે તેમ કરજે—ચાલો હવે આપણે તૈયારી કરીએ.

**વિદૂષક**—હા ચાલોની.

(બંને જણા જાય છે.)

# અંક પહેલો.

## પ્રવેશ પહેલો.

### સ્થળ.

રૂપાવતી નગરી—રૂપસેન રાજાની કચેરી.

રૂપસેન રાજા, બુદ્ધસાગર પ્રધાન, કોટવાલ, ખજાનચી.
મેહેતો, ભાટ અને વિદૂષક.

**રાજા કામસેન**—મારા વિશ્વાસુ પ્રધાન. આપણા મા
રાજ્યની કેવી ખબર છે તે હું તમારાથી જાણવા ઇચ્છું છું.

**પ્રધાન બુદ્ધસાગર**—નામદાર રાજા બહાદુર, તમો મહા પ્રતાપિ રાજાના પુન્ય પ્રતાપ વડે આખા રાજ્યની પ્રજા સુખ શાંતિ તથા આબાદાની ભોગવે છે. વેપાર રોજગાર ધર્મધ્યોકાર ચાલે છે. લોકોને ન્યાય સારો મળે છે. આપણા આ કોટવાલની મેહેનતથી સુલેહસંપ પણ માનમાનતા છે.

**રાજા**—પ્રધાન, તારી આ શુભ ખબરથી હું અત્યાનંદ પામ્યો છું. તારાં મીઠાં વચનોએ મારા અંતઃકર્ણને શીતળતા પમાડી છે. (વિદૂષકને) મારા પ્રિય વિદૂષક, તારૂં ફરવું હરવું મારા આખાં રાજ્યમાં સર્વ ઠેકાણે છે, માટે તારીથી વિશેષ ખાત્રી કરવા માગું છું કે મારો આ વ્હાલો પ્રધાન કહે છે તે-મજ રાજ્યની આબાદી છે કે કેમ ?

**વિદૂષક** (મનમાં)—સાચા બોલી સાસરે સમાતી નથી, તેમ સાચું કેહેવામાં દુઃખ તો ઘણું પડશે. પરંતુ આપણે કંઇ

(કામદારોને બતાવીને) આ પેટભરાઓના જેવા ખુશામતીયા નથી, આપણે તો હૈયે તેવુંજ હોઠે આણનારા છિએ, માટે ખરૂંજ કેહેવાના. (રાજાને) નામદાર સાહેબ, જો ખરૂંજ પૂછતા હો તો સાંભળો.

## રાગ પ્રભાત.

આબાદી શું પૂછો રાયજી, વ્યાપિ રહ્યું છે અંધારૂં રે;
સુખ શાંતિની આશા છોડો, માનો કહ્યું કંઇ માહારૂં રે—આબાદી–૧
ક્લેશ વધ્યો છે ઘર ઘર માંહીં, વ્યસનનું લાગ્યું લારૂં રે;
ચોરી હવેરી ધૂમ ચાલે છે, એથી બીજું શું સારૂં રે?—આબાદી–૨
વેપલો તો મૂળમાંથી નાહાઠો, પાડયું દારિદ્રે ગબારૂં રે;
અંન પાણીના સાંસાં પડે છે, બીજું કહું શું સારૂં રે—આબાદી–૩
ન્યાય નાહાઠો છે નગ્રજ છોડી, ગજવું ભરે તે ન્યારૂં રે;
લાંચરૂશવતમાં માહાલે સેવક જન, પરધન લાગે પ્યારૂં રે—આબાદી–૪
જ્યાં જોશો ત્યાં નપાદ વળ્યું છે, નથી દુઃખનું આરૂં રે;
ત્રાહે ત્રાહે પોકારે દુનિયા !, રાજ્યમાં થયું છે અંધારૂં રે—આબાદી–૫
મોજ શોખમાં માહાલો છોજી, એજ જાણો નઠારૂં રે;
જનાનામાં જુલમ થાય છે, રાય માનો કંઈ માહારૂં રે—આબાદી–૬

માહારાજ, એ માફક આપનાં રાજ્યમાં સઘળે અંધકાર વ્યાપિ રહ્યો છે, પછી માનો કે ન માનો.

**રાજા**—શું! તું એ સઘળું સત્યજ કહે છે! ના ના એમ હોય નહીં, મને તારા કરતાં મારા પ્રધાનપર પૂરતો વિશ્વાસ છે. છતાં પણ હું તારા બોલવાની ખાત્રી માટે તપાસ કરીશ.

**વિદૂષક** (મનમાં)—જોયું ! ખરી વાત કેવી કડવી ઝેર લાગે છે? પણ આપણે શું, એનું લાગ્યું એ ભોગવશે.

**ભાટ** (પ્રવેશ કરીને)—ધર્મ ધુરંધર, મહા પ્રતાપિ, અચળ કીર્તિવાન, સુખસાગર, દીનબંધુ, દયાસિંધુ, માહા મનોહર

રાજા કર્ણસમ દાનેશ્રી, યુધિષ્ટર જેવા ધર્મવાન, ભાગ્યવાન, આયુષ્યવાન, રાજા ધિરાજ, ઈંદ્ર દેવ સાંભળ એક મારી વાતઃ—

### બેત.

તાહારાં દરબારની શોભામાં છે એક ખામી, તે દૂર કરવાને ભર તું હામી.
તારા લાયકની છે એક સુંદર નારી, કામસેન રાજાની છે તે કુમારી.
નગ્ર તેહેનું છે કનકાવતી, કુંવરીનું નામ છે કામાવતી.
રૂપે રતી કરતાં છે સોહામણી, મુખની કાંતિ છે જાણે અમૂલક મણી!
તારા જોગ છે તે સુંદર નાર, તેને જોતાંજ ઉપજશે પ્યાર.
રૂપ રૂપના છે તે તો કટકા, વળી મારે છે રૂડાં નયનનાં મટકાં.
તેને લાવતાં શોભશે તાહારૂં દરબાર, સઘળી નારીયોમાં છે તે સરસ નાર.
માટે તેહેને કર તું તારી નારી, વળી સર્વમાં બનાવ તેહેને પટરાણી.
રૂપ તો જાણે તેહેનું પૂનમચંદ, મધુરી વાણી ને હાસ્ય છે મંદ મંદ.
માટે લાવ તેહેને તું તારે દરબાર, કર તૈયારી રાજા ન લગાડ વાર.

**રાજા** (ચોંકીને)—મારા પ્રિય પ્રધાન, આ ભાટ શું કહે છે.

**પ્રધાન**—એ ભાટનું વદવું તદન સત્યજ છે. કનકાવતીના રાજા કામસેનની પુત્રી કામાવતીની કીર્તિ મેં પણ સાંભળી છે. ખચીત, તે કન્યા આપના યોગ્ય છે.

**રાજા**—જો એમજ છે તો ઓ મ્હારા વિશ્વાસુ પ્રધાન, તે કન્યાને કોઈ પણ રીતે આપણે લાવવી જોઇએ. હું તેને મારી પટરાણી કરીશ ને મારા વૈભવમાં તથા શોભામાં વધારો કરીશ.

**પ્રધાન**—જો આપ મહારાજાની એવીજ ઇચ્છા છે તો હું તેને લાવવા માટે ઉપાય કરવા તૈયાર છું. જો આપ આજ્ઞા આપો તો કનકાવતી નગ્ર તરફ જવાની હું તૈયારી કરૂં.

**રાજા**—મ્હારા નિમકહલાલ પ્રધાન, તને જે કંઇ જોઇએ તે મ્હારાં દરબારમાંથી લે, અને કનકાવતી નગ્ર તરફ તું ઉતાવળે કુચ કર.

**વિદૂષક**—એમ ઉતાવળે કંઇ આંબા પાકવાના નથી ! આપ તો સ્વાર્થિ છો, તે આમ કે તેમ જોયા વગર આજ્ઞા કરી બેઠા ! આપને તો તે ગોરી ગોરી કામાવતી જોઇએ છિએ પણ (આંગળીપર નિશાની કરીને) પેલી દામાવતીની કંઇ જોગવાઇ કરી આપશો કે નહીં ?

**રાજા**—અરે તેની કોણ ના કહે છે. પ્રધાનને જોઇએ તેટલાં નાણાં સાથે રાખે. એ કામમાં મેં એને સઘળી વાતની મુખત્યારી આપી છે.

**વિદૂષક** (પ્રધાનને)—ઠીક ત્યારે તો ભરો ઉચાળા, પણ જો જો હો, કામાવતીનું અદભૂત રૂપ નિર્ખિને આપજ **ફસરી નહીં પડતા !**

**પ્રધાન**—કંઈ ગાંડો છે ! (રાજાને) હું હવે કનકાવતી તરફ કૂચ કરી જાઊં છું.

**રાજા**—કરો કંકુના (કામદારોને) આ વખત આપણે એક ખુશાલિનું ગાયન ગાવું જોઇએ. (સઘળા ગાય છે.)

**પદ.**

સલામ લો સઉ ભાઇ, હમારી સલામ લો સઉ ભાઇ—એ રાગ.

આજ ભયો આનંદ, પ્રભુજી, આજ ભયો આનંદ–ટેક.
રાજ્ય સભામાં વૃદ્ધિ થાશે, આવશે પૂનમચંદ–પ્રભુજી–૧.
કામાવતી મહા સુંદર નારી, શોભાવશે ભૂવંન–પ્રભુજી–૨.
કામસેન રાજાની પુત્રી, જોતાં ઉપજશે થંડ–પ્રભુજી–૩.
જનાનો સુંદર શોભાવશે, કામાવતી સુખકંદ–પ્રભુજી–૪.
પ્રધાન બુદ્ધસાગર છે શાણો, રચશે વિધ વિધ ફંદ–પ્રભુજી–૫.
ઓ ઈશ્વર સાહે કરજે તેહેને, પામું પરમાનંદ–પ્રભુજી–૬.
કામાવતી વણ ઝુરે છે જો, કદળી સમ મુજ પંડ–પ્રભુજી–૭
માટે પ્રભુ તું કૃપા કરીને, રાખજે દૃષ્ટી અખંડ–પ્રભુજી–૮

(સઘળાએ જાય છે.)

# પ્રવેશ બીજો.

## સ્થળ.

### કનકાવતી નગ્રીનો બગિચો.

બુદ્ધસાગર-પ્રધાન અને ખોખલી માલણ.

પ્રધાન કનકાવતી નગ્રના સરકારી બગિચામાં આવી ઉતારો કરે છે. ત્યાં રાજાની ખોખલી નામની માલણ તેને અચાનક આવી મળે છે.

**માલણ**—અરે ગૃહસ્થ, તમે આ સરકારી બાગમાં કેમ આવ્યા છો? અને તમારૂં નામ શું છે? મને તો તમે કોઇ પુન્યાત્મા નજર આવો છો, કેમકે તમારા પધારવાથી આ મારો બાગ પ્રફુલિત થઈ ગયો! માટે કૃપા કરીને મને વાકફ કરો કે તમો કે તમો કોણ છો. ક્યાંથી અને શા કાર્ય માટે પધાર્યા છો?

**પ્રધાન**—સ્ત્રી, તું કોણ છે? ને તારૂં નામ શું છે તે પ્રથમ કહીશ?

**માલણ**—મારૂં નામ ખોખલી છે, ને હું અહીંના રાજાની વિશ્વાશુ માલણ છું.

**પ્રધાન**—ભલી માલણ, તો સાંભળ; હું રૂપાવતી નગ્રના રૂપસેન રાજાનો પ્રધાન છું, ને મારૂં નામ બુદ્ધસાગર છે. હું એક માહાભારત કામ માથે લઇને આવ્યો છું, જેમાં તારી કીમતી મદદની હું આશા રાખું છું, અને મને ઉમેદ છે કે તું તારી યોગ્ય મદદ મને આપશેજ. મને તું બહુજ ભલી ને પ્રમાણિક સ્ત્રી લાગે છે, ને તેથીજ મેં તારી આગળ આટલી યાચના કરી છે.

**માલણ**—મારા ભલા પરોણા, મને યોગ્ય લાગશે તો હું તમને તનમનથી આશરો આપીશ, પરંતુ પ્રથમ મારે જાણવું જોઇએ કે તે કામ શું છે. જો તમે ખરેખાત રૂપસેન રાજાના પ્રધાનજ હશો તો તમને હું ખચીત મદદ કરીશ.

**પ્રધાન**—તું સત્ય માન કે હું રૂપસેન રાજાનો પ્રધાન છું અને હું મારા રાજાને માટે એક ગુણવાન કન્યાની શોધ કરવા નિકળ્યો છું. જે કન્યાનું નામ કામાવતી છે ને તે તારા રાજાનીજ પુત્રી છે. તેનાં રૂપ ગુણના અત્યંત વખાણ સાંભળી મારા રાજા એ તેનેજ પરણવાની પ્રતિજ્ઞા લીધી છે. એક ભાટે આવીને તેનાં વખાણ રાજા આગળ કીધાં ત્યારથીજ રાજા વિકળ બની ગયો છે અને સત્વર મને આ નગ્રમાં પ્રવેશ કરવાની આજ્ઞા કીધી, જેથી હું આવ્યો છું, પણ તારી કીમતી મદદ વગર મારૂં કામ કદી પણ પરિપૂર્ણ થનાર નથી.

**માલણ** (વિચારીને)—એ કામ તો મહા ભયંકર છે! અને જેવું એ ભયંકર છે, તેવીજ મુશ્કેલીઓ પણ નડશે! કેમકે તે કુંવરીને રાજમેહેલમાં મજબૂત ચોકી પેહેરામાં રાખેલી છે. તેણીને કદી પણ બહાર ફરવા હરવાની આજ્ઞા નથી. માત્ર દર રવિવારને દિવસેજ તેણી શેહેર બહાર "કાળિકા માતા"નું દેવસ્થાન છે તેમાં દરસન કરવા જાય છે. તેણીએ એવું વ્રત રાખેલું છે કે પરણ્યા પેહેલાં કોઇ પુરૂષનું મુખ ન જોવું.

**પ્રધાન** (સ્વતઃ)—ખચીત, મારૂં કામ થયુંજ જાણવું. (માલણને) બાઇ, તેં મને ઘણીજ સારી હકીગત કહી. તું એમજ જાણ કે આપણું કાર્ય સિદ્ધ થઇ ચૂક્યું.

**માલણ**—તમે આટલી બધી હિમ્મત રાખો છો ખરા, પણ મને તમારા જાનની ધાસ્તિ રહે છે! કેમકે એ કુંવરીએ ભલભલાના પ્રાણ લેવડાવ્યા છે! તે જેવી કાંતિવાન છે તેવીજ પતિવ્રતા પણ છે, તેથી જો કોઇ તેણીની તરફ કિંચિત કુદૃષ્ટિ કરે છે તો તેજ વખત પોતાના સેવકોને આજ્ઞા આપે છે કે તુર્તાતુર્તજ તેનું મસ્તક તેના ધડપરથી જૂદું કરી નાખે છે!

**પ્રધાન**—એ વાતની તારે લેશ માત્ર પણ ચિંતા ન રા-

ખવી. મને સઘળા પ્રપંચ આવડે છે. તે વડે હું એ કામ સત્વર પાર ઉતારીશજ. ભલી બાઇ, તેં મને જે આટલી ખબર આપી તેના બદલામાં લે આ દશ મોહોરો, પરંતુ આબાની કંઈ પણ વાત કોઇને કરીશજ નહીં.

**માલણ** (મોહોરો લઇને)—તમારૂં કલ્યાણ થાઓ. તમે સત્ય માનજો કે એ વાત મ્હારા મુખમાંથી કદી નિકળનાર નથી. હું તમને આશિશ દઊં છું કે તમે તમારા કામમાં ફતેહ પામો. અને મારી જે કંઇ મદદ આપને જોઇશું તે હું આપવા તૈયાર છું. હવે મને ઘણો વખત થઇ ગયો, માટે જવાની આજ્ઞા છે?

**પ્રધાન**—સુખે જા. (માલણ જાય છે. પ્રધાન વિચાર કરે છે) તે ભલી માલણે મને બહુ કામની હકીગત જણાવી. મને એ પરથી એવો તો માર્ગ સૂઝ્યો છે કે રવિવારને દિને કામાવતી "કાળિકા માતા"નું દર્શન કરવા જશે તે પેહેલાં હું તે માતાના મંદિરમાં ભરાઈ રહીશ અને અંદરથી બારણાં બંધ કરીશ. તે પછી હું તે કુંવરીને "માતા"ને વેશે ઠગીશ. (ઊંચે જોઇને)! ઓ પરમ દયાળુ પરમેશ્વર! તું મને મારા કાર્યમાં સહાય થજે.

### ગીતિ.

ઓ ઇશ્વિર પ્રભુ મુજપર, મ્હેર કરીને કરો કૃપાદ્રષ્ટી;<br>
રાય રીઝિને કરશે, મુજપર અનોપમ દયા તણી વૃષ્ટી—૧.

તુજ વણ કદિ પણ કાર્ય, ન શમરે ઓ ઇશ તે તો હું જાણું;<br>
તુજ શક્તીથી ઊડે, આકાશમાંહી સરવે પરમાણું-૨

માટેજ તુજને યાચું, સ્વિકાર અરજી કાળ તણા કાળ;<br>
માગ્યું મુખથી મ્હેં તે, દયા કરીને મુજને તૂં આલ—૩.



# પ્રવેશ ત્રીજો.

## સ્થળ.

### કાળકા માતાનું દેહેરૂં.

કામાવતી, દાશીઓ તથા કાળિકા માતાને વેશે બુદ્ધસાગર—પ્રધાન.

કામાવતી ઉઘાડે ખડગે પોતાની દાશીઓ સહિત કાળકા માતાના દેહેરા આગળ ગાતી ગાતી આવે છે.

**ધોળ.**

સખી ચાલો જઇએ માતા પૂંજવા;
નિરખી માતા કાળીકાજી આજ, મટે ઉર દાઝ,
ભાએગ ધંન્ય માનીએ—૧.
ધૂપ દીપ શ્રીફળ હાર ફૂલના;
તેથી કરશું પુજન ભલી ભાત, રાજી થશે માત,
ભાએગ ધંન્ય માનીએ—૨.
કરશું કપુરની આરતી હેતસું;
કરશું વંદન વારમવાર, કરી અતિ પ્યાર,
ભાએગ ધંન્ય માનીએ—૩.
દેશે આશિશ માતાજી આપણે;
જાણી દાશ પોતાની બાળ, માજી છે દયાળ,
ભાએગ ધંન્ય માનીએ—૪.

એ મુજબ ગાતાં ગાતાં માતાના દેહેરા આગળ આવે છે. પણ આજ તો માતાના મંદિરના દ્વાર બંધ છે તે જોઈ કુંવરી આશ્ચર્ય પામે છે અને માતાની પ્રાર્થના કરે છે.

**ગરબી.**

ઓધવજી સંદેશો કેહેજો કાહાનને—એ રાગ,

માતાજી નવ રીશ કરો અમ દીનસું;

અમો સેવકપર રાખો માજી રેહેમ જો;
દ્વાર દઈ અમને શાંને અટકાવિયાં !;
દરશનનો છે અમને અતિસેં પ્રેમજો–માતાજી—૧.
બાળકપર નવ રીશ કરો માજી તમે;
શો કીધો માજી અમે અપરાધજો ?;
ક્ષમા કરી દરશન દો બાળ કુમારીને;
નમ્ર થઇ કરીએ છેએ આરાધજો–માતાજી—૨.
દરશન વણુ કેમ કરશું અનનો આહારરે !;
પાણી પણુ કેમ પીશુ માહરાં માતજો;
અપવાસી રહી દેહ દહન કરશું અમે !;
માટે દો દરશન મા જગ–વિખ્યાતજો–માતાજી—૩.
શું ટળાવો અબળા બાળ કુમારીને !;
મુજ શિશુપર મા આવડિ શાને રીશજો;
સુંણી પ્રાર્થના દ્વાર હવે ઉઘાડીએ;
નમન કરૂં છું ઓ માતા જગદીશજો–માતાજી—૪

(ગાયન ગાઇ રહ્યા પછી પાછી પ્રાર્થના કરે છે.)

હે માતુશ્રી ! મુજ રંકપર આટલી બધી રીશ શા માટે કરો છો ! મેં આપનો શો અપરાધ કીધો છે ! મારીપર તમો આટલાં બધાં કોપાયમાન આજે કેમ થયાં છો ! હું તો તમારૂં રંક ને નિરપરાધી બાળ છું ! માટે જાણે અજાણે થએલા મારા અપરાધની મને ક્ષમા કરો ને મને દરશન દો ! નહીં તો હું અંન જળનો ત્યાગ કરીને મારો પ્રાણ તને અર્પણ કરી મારૂં વ્રત્ત અખંડ રાખીશ !

**બુદ્ધસાગર** (માતાના વેશમાં)—હે મહા પાપણી કુંવરી, તેં આજ લગણુમાં ઘણાક નિરપરાધી નરોના જાન લીધા છે. તું પુરૂષ હત્યારી પાપણી મારાં પવિત્ર દર્શનને યોગ્ય નથી, માટે જા, તારૂં કાળું કર, આજથી હું તને કદી પણ દર્શન દેનાર નથી.

(કામાવતી અચંબો પામીને દાશીઓ સામું જોઇને કહે છે.)

અરે! આ શું ખરેખાત કાળિકા માતાજ બોલે છે કે હું સ્વપ્નવશ થઇ છું! ના ના, હું કંઇ નિંદ્રાવશ થઇ નથી; પરંતુ ખચીત, માતાજીજ બોલ્યાં છે. (પગે પડીને) ઓ જગત જનુની મા! મારા તે સઘળા અપરાધ ક્ષમા કર, હવેથી હું તારી આજ્ઞા પ્રમાણે વર્તવાને તપ્તર છું.

**માતા**—કુંવરી, જો તું તારાં દુષ્ટ કર્મનો પસ્તાવો કરીને મારી ક્ષમા માગે છે તો મારી સર્વ આજ્ઞા તારે માનવી જોઇશે.

**કુંવરી**—ઓ મારી કૃપાળુ મા. તું જે કંઇ આજ્ઞા કરશે તે અંગિકાર કરવાને તૈયાર છું. માટે તારી શી આજ્ઞા છે તે તું દર્શાવ.

**માતા**—મારી પ્રથમ આજ્ઞા તો એજ છે કે કોઇ પણ પુરૂષને તારે દેહાંત ડંડ કરવો નહિં. ને બીજી આજ્ઞા એ છે કે હવે તારી ઉમ્મર મ્હોટી થઈ, માટે કોઇ સદ્‌ગુણી રાજકુમાર સાથે તારે લગ્ન કરવું, પણ કુંવારાં રેહેવું નહીં.

**કુંવરી** (પગે પડીને)—ઓ કૃપાળુ માજી! હું તારી બંને આજ્ઞાઓ અંગિકાર કરૂં છું, પરંતુ મારા યોગ્ય સ્વામિ કયો છે તે તુજ બતાવશે તો તેની સાથે વરવાને હું વિલંબ કરીશ નહીં.

**માતા**—જો એમજ છે તો સાંભળ-વિશ્વમાં સર્વ કરતાં કાંતિવાન, બળવાન, કૂળવાન અને મ્હોટો રાજા ચંદનાવતિ નગ્રનો રાજા ચિત્રસેન છે. માટે તેને વરવાથી તું અખંડ સૂખ પામશે. માટે હે! ભાગ્યશાળી કન્યા, જા તારા પિતા આગળ એ વાત કહે, ને તેની સાથે લગ્ન કર—હું તારીપર ઘણું ઘણું પ્રસંન થઈશ, ને તને આશિર્વાદ દઇશ.

**કુંવરી**—માતાજી, તારી આજ્ઞા પ્રમાણેજ હું કરીશ, પણ તું મને એકવાર દર્શન આપ!

**માતા**—તે વાત નહીં બને. પ્રથમ તું લગ્ન કર, તે પછી હું તને દર્શન દઇશ.

**કુંવરી**—જો એમજ આપ હઠ કરો છો તો હું લાચાર છું! આપની આજ્ઞા પ્રમાણે કીધા બાદ આપનાં અમૂલ્ય દર્શનનો લાભ લઇશ–પણ માજી, તે રાજા મને અંગિકાર નહિંજ કરશે તો મારે કેમ કરવું? પણ તું જો મને સર્વ પ્રકારે સહાય થાય તોજ એ કામ બને.

**માતા**—કુંવરી તું ચિંતા ન કર. હું તારીપર પ્રસંન છું-જા, તું તારા બાગની ખોખલી માલણને મળ. તેને ત્યાં તે રાજા ચિત્રસેનનો પ્રધાન બુદ્ધસાગર આવેલો છે, તેને મળવાથી તારૂં કાર્ય સિદ્ધ થશે.

**કુંવરી** (નમી.કરીને)—પરમ કૃપાળુ મા. તેં મારા ભાગ્ય-નો દરવાજો આજે ઉઘાડયો છે, તો હું સત્વર ઘેર જઇ ખોખલીને મળી મારા ભવિષ્યના ભર્થારની ખોળ કરૂં છું. હવે મને આજ્ઞા છે?

**માતા**—જા આજ્ઞા છે. કલ્યાણ થાઓ ને તારા સકળ મનોરથ સિદ્ધ થાઓ.

(.કુંવલી હરખાતી ને ગાતી જાય છે)

**ગાયન.**

કંગનવા મોરા કરસે સરક ગયો રે—એ રાગ.

માતાજી થયાં રાજી રાજી રે–ટેક.
દીધી શિખ સારી રે, ચિન્તા ઉતારી રે;
મેળવી આપ્યો સ્વામિ, નાંખ્યાં મેં દુઃખ વામી;
પ્રસંન થયાં કાળિકા માતાજી ગાજી રે–માતાજી. ૧.
પુન્ય ઉદે થયું રે, દુઃખ સર્વ ગયું રે;
પિતાજી પાસે જઇ, ગુજારૂ વાત સહી,
મુને તો આજે થઇ છે ખુશાલી ઝાજી રે–માતાજી. ૨.

(કુંવરી ગયા પછી પ્રધાન દેહેરાની બહાર આવીને સ્વતઃ બોલે છે.) હે! પ્રભુ, આજ મારૂં અર્ધ કાર્ય સિદ્ધ થએલું હું માનું છું. હવે જોઊં છું કે આગળ કેમ થાય છે. મને તો લાગે છે કે પરિણામ સારૂંજ આવશે, આરંભમાંજ સર્વ વાત નિર્વિઘ્ને પાર ઉતરતી જાય છે. અને આગળ પણ પ્રભુ ઇચ્છાએ હું માહારા કાર્યમાં સફળ થઇશ.

### ઠુમરી.

ઠગી ખરી મેં આજ કુંવરીને, ઠગી ખરી મેં આજે રે–ટેક
માતા બની મંદિરમાં પેઠો. કુંવરી ઠગવા કાજે રે;
કહ્યું મારૂં સત્ય માન્યું સઘળું, નારી સકળ સમાજે રે–ઠગી. ૧
સિદ્ધ થયું છે કારજ મારૂં. ઈશ્વર મુજ શીર ગાજે રે;
કામાવતીને લઇ કરીને, જઇશ વાજતે વાજે રે–ઠગી ૨
ચિત્રસેન રાજાની રાણી, થશે માનથી ઝાજે રે;
પટરાણી થઇને પૂજાશે, એજ કુંવરીને છાજે રે–ઠગી ૩
રાય થશે રાજી મુજ ઉપર, રિપુજન મુજથી લાજે રે;
પ્રભુ ઇચ્છાથી માન પ્રતિષ્ઠા, પામિશ મુજ શીર તાજે રે–ઠગી. ૪

---

# પ્રવેશ ચોથો.

## સ્થળ.

## કનકાવતી નગરી.

### કામસેન રાજાનું દરબાર.

રાજા કામસેન, કામદારો અને કામાવતી.

**કામાવતી** (પોતાના પિતાને પગે પડીને)–ઓ મારા પરમ કૃપાળુ પિતાજી, આજ હું મારા નિત્યના નિયમ પ્રમાણે માહા પ્રતાપિ કાળિકા માતાનું દર્શન પુજન કરવા ગઇ હતી, પરંતુ

માતાજી માહારી ઉપર અત્યંત કોપાયમાન થઇ ગયાં અને મંદિરનાં કમાડ બંધ કરી મને દર્શન ન દીધું! મેં જ્યારે બહુ બહુ દિનાધિન થઈ પ્રાર્થના કરી ત્યારે મને માંહેથીજ આજ્ઞા કરી કે જ્યાં લગણ તું કુંવારી છે ત્યાં લગણ હવે હું તને કદી દર્શન દેનાર નથી. માટે જા તું તારા પિતાને નિવેદન કર કે તને ચંદનાવતી નગ્રના રાજા ચિત્રસેન સાથે પરણાવે, કેમકે તારા યોગ્ય સ્વામિ તેજ છે; માટે તેની સાથે પરણ્યા પછી હું તને દર્શન દઇશ; માટે પિતાજી, મારૂં લગન માતુશ્રી કાળિકાની આજ્ઞા પ્રમાણે રાજા ચિત્રસેન સાથે કરવું જોઇએ.

**રાજા** (ચકિત થઇને)—અરે! એ શું તું બોલે છે કે બકે છે!

**કામાવતી**—જો મારૂં ન મનાય તો પૂછો આ દાશીઓને.

**દાશી**—પિતાજી, બેહેન જે કહે છે તે તદન ખરૂંજ છે. આપણા કાળિકા માતા જાગતાં જોત છે, માટે જો તેવણની આજ્ઞા પ્રમાણે આપ નહિજ વર્તશો તો તેવણ કોપાયમાન થઇ શ્રાપ દેશે.

**રાજા**—જો એમજ છે તો માહારી વાહાલી બેટી, તું દલગીર ના થા. જા તારૂં લગ્ન હું ચિત્રસેન રાજા સાથે સત્વર કરીશ. તે રાજા પાસે મારા પ્રધાનને મોકલી તેને પૂછી મગાવું છું કે તે તારી સાથે લગ્ન કરવાને રાજી છે કે નહીં. દીકરી, તે રાજા ઘણો પ્રતાપિ અને કુલીન છે, ને તારા યોગ્ય ભર્થાર તેજ છે, પણ તે હા કેહેશે ત્યારે.

**કામાવતી**—આપને એટલો બધો પ્રયાસ કરવો પડે એમ નથી. માતાજીએજ આજ્ઞા કરી છે કે તે ચિત્રસેન રાજાનો પ્રધાન બુદ્ધસાગર પ્રવાસ કરતો કરતો આપણાં નગ્રમાં આવેલો છે, ને આપણા બાગમાં ઉતરેલો છે તેની તપાસ આપણી ખોખલી માલણથી કરજે કે તારૂં કાર્ય સિદ્ધ થશે.

**રાજા**—જો માતાજીએ એટલી બધી એધાણી આપેલી છે, ને તે જો ખરીજ પડશે, તો માતાજીપર મારો પૂરેપૂરો વિશ્વાસ બેસશે. હમણાંજ હું પ્રધાનને તેની તપાસ માટે પ્રેરૂં છું. (પ્રધાનને) પ્રધાન, તમે ઉતાવળે જાઓ, અને આપણી ખોખલી માલણને મળીને ચિત્રસેન પ્રધાનની ખોળ કરો. જો તે પ્રધાન આપણાં નગ્રમાં આવ્યોજ હોય તો તેને માનપાન સાથે આપણાં દરબારમાં તેડી લાવો.

**પ્રધાન**—આપ નામદારની આજ્ઞા પ્રમાણે કાર્ય સિદ્ધ કરી સત્વર આવું છું. (જાય છે)

**રાજા** (કામાવતીને)—વાહાલી કુંવરી, તું બહુજ ભાગ્યશાળી દિસે છે, કેમકે કાળિકા માતાએ પ્રસંન થઈ તારા યોગ્ય વર શોધી આપ્યો છે. વળી એ રાજા જો તારી સાથે લગ્ન કરવાને હા કેહેશે ને તારૂં લગ્ન તેની સાથે થશે, તો મારી આબરૂમાં પણ વધારો થશે.

**ચોપદાર**—સલામપર નિધા રખીએ નામદાર, પ્રધાનજી હાજર થાય છે.

(બંને પ્રધાનો કચેરીમાં દાખલ થાય છે, રાજા તેમને બેસવાની આજ્ઞા કરે છે ને તેઓ બેસે છે.

**બુદ્ધસાગર પ્રધાન** (ઉભો થઇ હાથ જોડીને)—પ્રજાપાળક રાજાજી ધિરાજ, શી આજ્ઞા છે?

**રાજા**—ભલા પ્રધાન, હું તમારી આગળ જે વાત કરવાનો છું તે સાંભળી તમે ઘણો આનંદ પામશો, પણ તે કેહેતાં પેહેલાં હું તમને પૂછવા માગું છું કે તમે મારાં દરબારમાં ન આવતાં બાગમાં ઉતારો કર્યો તેનું કારણ શું?

**બુદ્ધસાગર**—મહારાજ હું યાત્રાર્થે નિકળ્યો છું. અનેક તીર્થ અને અગણિત ક્ષેત્રની યાત્રા કરતો કરતો આપનાં પવિત્ર નગ્રમાં છેલ્લોજ આવ્યો છું. આપનાં નગ્રના કાળિકા માતાનો

પ્રતાપ મારા સાંભળવામાં આવ્યાથી એ માતાજીનું દર્શન કરવા-ની મને ઉત્કંઠા થઇ, અને તેથી તે માતાજીનાં દર્શન કરી કૃ-તાર્થ થયો છું. હવે હું ઉતાવળે મારાં નગ્ર પ્રત્યે જવા ચાહું છું. મેં આપનાં દરબારમાં ઉતારો ન કરતાં બાગમાં ઉતરવાનું કારણ એ જે આપણાં શાસ્ત્રમાં એવી આજ્ઞા કરી છે કે તીર્થ યાત્રા કરવા જવું ત્યારે માર્ગમાં તથા તીર્થનાં સ્થાને પર અન્ન ખાવું નહિ, અને જો ખાય તો તીર્થ યાત્રાનું ફળ જાય. માટેજ હું આપના ચર્ણારવિંદ સમિપે આવ્યો નહિ, તેને માટે મને ક્ષમા કરશો.

**રાજા**—તમારી વાત સત્ય છે, ને તેથી હું તમને દોષ દેતો નથી, પરંતુ તમારે મારી એક આજ્ઞા કબૂલ કરવી પડશે.

**બુદ્ધસાગર**—આપ નામદાર કદી પણ અયોગ્ય આજ્ઞા કરનારજ નથી, તો તે માનવાને મારીથી નકાર કેમ થશે?

**રાજા**—જે કાળિકા માતાના પ્રતાપની વાત તમે કહો છો તેજ માતાએ આ મારી કુંવરીને આજેજ આજ્ઞા કરી છે કે તારે ચંદનાવતી નગરીના રાજા ચિત્રસેન સાથે વરવું. મને વિ-શ્વાસ છે કે તમારા રાજા સાહેબ મારી કુંવરી સાથે લગ્ન કર વાને રાજી થશે; માટે તમે અહિંયાંજ રહો, અને તમારા માણસ મારફત પત્રદ્વારાએ તમારા રાજા સાહેબને લખો કે તેવણ વરજાન લઇને અત્રે પધારે.

**બુદ્ધસાગર**—પણ તેવણની ઇચ્છા લગ્ન કરવાની છે કે નહિ તે પૂછાવ્યા વગર મારીથી કોઈ વાતની હા કહેવાય નહીં.

**રાજા**—તારે શું તમારા રાજાએ લગ્ન કરેલું છે? અગર કીધું હશે, તોપણ અમારા રાજા લોકોના રિવાજ પ્રમાણે બીજી રાણી કરવામાં કશો બાધ નથી; માટે જો તમો હાલ ને હાલ તેડાવવા ન માગતા હો તો સહીસાટું કરીને જાઓ બાદ પાછળથી લગ્નનો દિવસ ઠરાવીશું.

**બુદ્ધસાગર**—મારા રાજાએ હજી લગણ લગ્ન કીધું નથી. તેમણે એવું પણ લીધેલું છે કે જે કન્યા ઇચ્છાવર વરવાને ચાહાતી હશે, અને તે જો મને વરવાની ઇચ્છા રાખતી હશે, તેનીજ સાથે હું લગ્ન કરીશ.

**રાજા**—ત્યારે બહુજ ખુશીની વાત છે. મારી કુંવરીએ માહા પ્રતાપિ કાળિકા માતાની આજ્ઞાએ તમારા રાજાનેજ વરવાની ઇચ્છા રાખી છે, તો હવે કંઇજ વાંધો રહ્યો નથી; માટે ગમે તો વિહવા સહી કરીને જાઓ, નહીં તો તમારા રાજાને અત્રે તેડાવો.

**બુદ્ધસાગર**—જો એમજ છે તો રાજ્યરીત પ્રમાણે ખાંડા (તરવાર) સાથે લગ્ન થવું જોઇએ. મહારા રાજા સર્વે રાજાઓમાં ચઢતી પદવીના છે તે આપ જાણોજ છો. તેથી તેવ ણ અત્રે સામા આવી આપની કુંવરીને અંગિકાર કરશે નહીં. માટે મારી પાસે જે તરવાર છે તે મારા રાજા સાહેબનીજ છે, તો એની સાથે લગ્ન કરાવી આપની કુંવરીને મારી સાથેજ વિદાએ કરો.

**રાજા**—એ પણ ખરી સલાહ. તમે મારી કુંવરીને એ ખડગ આપો. હું તમારી સાથે વિદાએ કરવા રાજી છું.

**બુદ્ધસાગર** ( કુંવરીને ખડગ આપીને )—આજથી તમે ચંદનાવતી નગરીના પટરાણી થયાં. હું પણ આપનો નોકર ઠરી ચૂકો છું. હું આપને તેમજ મહારા અંનદાતા ચિત્રસેન રાજાને આશિર્વાદ દર્શી છું કે તમો બંને વર કન્યાનું જોડું સલામત રહો અને આપ સદા શૌભાગ્યવંતાં રહો.

**રાજા સહિત આખી કચેરી**—તથાસ્તુ. તથાસ્તુ, તથાસ્તુ.

**રાજા**—શાણા બુદ્ધસાગર, આ લગ્નની ખુશાલીમાં ભોજન કરવાનો હવે તો તમારો હકક થયો, માટે ચાલો ભોજન કરો, ને તે પછી કુંવરી સહિત વિદાએ કરવાની તૈયારી કરીએ.

( સઘળાં સાથેજ ગાય છે. )

## લાવણી.

ચલો ચલો કરો તૈયારી, લગ્ની આજે લગ્નની આજે;
કરો સામગ્રી સુખ સાજ, લગ્નને કાજે—૧.
તેડાવો સોની સઈ, નગારાં વાજે નગારાં વાજે;
બંધાવો મંડપ ઠીક, તાજ મુજ છાજે—૨.
મુજ પુત્રી એકની એક, તે મન નવ દાઝે તે મન નવ દાઝે
કરો આમંત્રણ સૌ વિપ્ર, સકળ સમાજે—૩.
વળાવીં કુંવરી આજ, દાન દઈ ઝાઝે દાન દઈ ઝાઝે;
ચલો ચલો કરો તૈયારી, લગ્નની આજે—૪.

---

# પ્રવેશ પાંચમો.

## સ્થળ.

## કામાવતીનો મેહેલ.

### કામાવતી તથા બુદ્ધસાગર પ્રધાન.

કામાવતીને પ્રધાન બુદ્ધસાગરે લાવીને દરબારમાં હવેલીમાં મુકામ આપ્યો, અને રાજાને જાહેર કીધું કે કામાવતીને હું તમારી રાણી તરીકે લાવ્યો છું ને દરબારમાં રાખી છે, પરંતુ રાજા બીજી રાંડોના લતમાં પડવાથી કામાવતીને મુદલ સંભાર તો‌જ નથી તેથી કામાવતી છેક એકલવાયો અવતાર પોતાના રંગમેહેલમાં ભોગવે છે, અને એકાંતવાસનાં દુઃખને સંભારી અતિશય પશ્ચાત્તાપ કરે છે.

### રાગ જકડી પરજ.

જનુની જીવોરે ગોપીચંદની—એ ઢાળ.

પુન્ય મ્હારૂં પરવારીયું, ગઇ રાયની મેહેરજી,
હાંસે પરણાવીને લાવિયા, પણ કીધો કેરજી. પુન્ય—ટેક.

કાળિકાજીના કહ્યા થકી, વરી રૂપસેન રાયજી;
તે તો નથી મુને ઇચ્છિતો, હવે તજું મારી કાયજી–પુન્ય–૧.
સ્વામિ વિયોગે જીવવું, તેથી ભલેરી લ્હાયજી;
આ દુઃખમાં શાણે હોમી રે, ઓ કાળિકા માયજી–પુન્ય–૨
ઇચ્છાવર હું વરી નથી, માટે મ્હેર કરો માયજી;
પિયુજીએ પ્યાર ઉતારીયો, તેનું કારણ ન કાંયજી–પુન્ય–૩.
પતિવૃત્તા નારી પિયુ વિના, અન્ય નર નવ ચાહેજી;
(પણ)પતી મનેનથી પ્રિછતો, એ છે મહા દુઃખદાયજી–પુન્ય–૪

કામાવતી એ મુજબ ગાયન કરે છે એવામાં પ્રધાન બુદ્ધસાગર દરવાજે આવી ગાયનમાં બોલે છે.

## લાવણી.

મારી પ્યારી, મુને આશ ઘણી છે ઉર, પુરી કર આજે;
બેકદર રાયને ભૂવન, તૂજ નવ છાજે–૧.
મારી પ્યારી, હું લાડ લડાવીશ બહુ, ચાલ મુજ સંગે;
ગાન તાન ખાન ને પાનથી. રમશું રંગે-૨.
મારી પ્યારી, હું થયો દિવાનો આજ. લેહ તારી લાગી;
તારો નેણ તણી કટાર, કલેજે વાગી–૩.
મારી પ્યારી, તે નથી રૂઝાતો ઘાવ, ઇલાજો કરતાં;
વીતે છે દિન ને રાત, શોકમાં રડતાં–૪.

## કાફી.

રાણી શાને શોક કરો છો?—ટેક.
શોક કરો નવ મુજ સંગ ચાલો, શીદ મનમાંહી ડરો છો!
સ્વામિ સ્વામિ કરી, નિશદિન અળગા.
શીદ નકામા રડો છો? શોક માંહી શાને પડો છો?–રાણી–૧
અહોનિશ રાણી હું તમને ચાહું છું, ચિંતામાં શાને ઝરો છો!
ચંદ્રમુખી આમ વદને કરીને, સ્વામિ સ્વામિ શું કરો છો!

નયને નીર ભરો છો !—રાણી–૨.
ઇચ્છા તારી પૂરી કરીશ હું, ચિતડું મારૂં હરો છો !;
તમે પણ પૂરો આશ અમારી, શાને દૂર ફરો છો ?;
રૂદન આમ શાને કરો છો ?—રાણી–૩.

**કામાવતી**—અલ્યા તું કોણ છે ! અને શું ઇચ્છે છે ? !

(પ્રધાન અંદર દાખલ થતાં ચમકીને)

અરે ! એ તો તમે બુદ્ધસાગર પ્રધાન ! તમે આટલી રાતના મારા ભૂવનમાં કેમ આવ્યા છો ! ને શાની આશા રાખો છો ?

**પ્રધાન**—હું માત્ર તારા અંતઃકરણના પ્યારનીજ આશા રાખું છું. (પાસે જઇ વળગવા જાય છે)

**કામાવતી** (દૂર ખસી જઇને)—અરે નિમકહરામ પ્રધાન તારૂં કાળું કર ! તું કોહોના પ્યારને ચાહે છે ! પ્યાર ચાહ તારી સ્ત્રીનો. અરે ચંડાળ પ્રધાન ! આ તારા નીચ કર્ત્તવ્યની વાત જો હું રાજાને જણાવીશ તો તું એમજ જાણજે કે તારૂં મસ્તક તારા ધડપર એક પળવાર પણ રહેનાર નથી. માટે જો તું જીવવાની આશા રાખતો હોય તો આ જગોપરથી સત્વર તારૂં દીસતું કર. થુ તારા મોહોપર કમજાત ! જનુની સમ મને ગણવાનો તારો ધર્મ છતાં તું કામાવેશમાં આકળો અંધ બની આવી નીચ માગણી કરે છે ? !

**પ્રધાન**—ઓ ચંદ્રવદની પ્રિયા, તું જાણેજ છે કે તને પરણી લાવ્યાને આજ સાત સાત વર્ષો થયાં છતાં તારો સ્વામિ તને સંભારતો પણ નથી, ને તારા ગુલાબના પુષ્પ સમ અધરથી શોભિત મુખારવિંદનાં દર્શન વટીક કરતો નથી ! તો એવા બેકદર રાજાથી તારૂં શું વળવાનું છે ? ! માટે ચાલ મારી સાથે, હું તને અંતઃકરણથી ચાહું છું ને તને સુખી કરવા માટે મારીથી બનશે તેટલા ઉપાયો હું કરીશ. તું નક્કી જાણજે કે એક સ્વામિ તરિકેનો મારો ખરો ધર્મ બજાવવાને હું કદી પણ ચૂકનાર નથી.

**કામાવતી**—અરે પાપી, ચંડાળ, મુંજી, પાજી, હું તારી તેમજ તારા રાજાની બિલકૂલ સ્પ્રહા રાખતી નથી. નિકળ અહીંથી નહિ તો જીભ કરડી આપઘાત કરી તને સ્ત્રી હત્યાનુ મહા પાપ લગાડીશ.

**પ્રધાન**—અરે કમજાત સ્ત્રી, મોહોમાંથી સમાલીને શબ્દોચ્ચાર કર. મેં તારે માટે શું શું કીધું છે તેની પ્રથમ તપાસ કર, ને તે પછી આટલી નિમકહરામ થા. પણ તું યાદ રાખજે કે રાજા આગળ મારૂં જેટલું ઉપજે છે તેટલું કોઇનું ચાલતુ નથી; અને તેથી હું ચાહીશ તે કરી શકીશ, માટે કંઇ કરતાંએ સમજ (એટલુ બોલી વળી કામાવતીની નજીક જાય છે)

**કામાવતી** (ચીસ પાડીને)—અરે કોઇ આવોરે ! !

**દાશી** (એકદમ દોડી આવીને)—શું છે બાઇ સાહેબ ! ?

**રાણી**—આ કમજાતને બહાર કહાડ.

**દાશી** (પ્રધાનને)—શાણા પ્રધાનજી, આટલી રાતના આપ આ સ્થળે શા માટે પધાર્યા છો ?

**પ્રધાન**—આ રાણી સાહેબનો વિલાપ સાંભળીને હું એમની આસનાવાસના કરવા આવ્યો છું.

**રાણી**—અરે એ પાપિને સત્વર કહાડ નહિ તો હું મારો જીવ કહાડી નાંખીશ. એ બિલકૂલ જૂઠું બોલે છે. મારૂં પતિવ્રત્તપણું ભંગ કરવાનેજ એ આડે આવ્યો છે. (એમ કહી મારવા ધસે છે.)

**દાશી**—બાઇ સાહેબ, ક્ષમા કરો. (પ્રધાનને હાથ જોડીને) મહારાજ, અત્યારે તો આપ પધારો. આપ ડાહ્યા છો તે વધારે કહેવામાં સારૂં નહિ.

**પ્રધાન** (ક્રોધમાં)—વારૂં ઠીક છે, કંઇ ચિંતા ન કર, હાલ તો હું જાઉં છું, પરંતુ મારા અપમાનનું ફળ તને થોડાકજ દિવસમાં ચખાડીશ. (જાય છે.)

**દાશી**—માતાજી, હવે આપ શાંત થાઓ. આપના સ્વામિરાજ મહિપતિ આપની પાસે આવે છે, માટે આપ શોળેશણુગાર સજી સજ થાઓ

**કામાવતી**—શું રાજા આવે છે! ભલે આવે. પણ જે સ્વામિએ આજ સાત સાત વર્ષના વ્હાણાં વાઇ ગયાં છતાં મારૂં મ્હો વટીક નિહાળ્યું નથી, તેવા કૃતઘ્ની ભરથારનું દર્શન કરવાને હું મુદ્દલ ઇચ્છતી નથી. માટે જા, તું મારા આગળ તારા રાજાનુ નામ ન ઉચ્ચાર.

**દાશી** (જીભ કરડીને)—અરે ! એ તમો શું બોલો છો ! સ્વામિ એકવારકી કદાપિ પોતાની ભાર્યા સાથે ગમે એમ વર્ત્તે, પણ ધણિયાણીથી તો તેવા થવાયજ નહિ. પતિવૃતા સ્ત્રીનો એજ ધર્મ છે કે પોતાનો સ્વામિ ગમે એવો દુર્ગુણી હોય, તોપણ તેને ઇશ્વરની પેઠે સેવવો જોઇએ. માટે આપ આવી ખોટી હઠ ન કરો. આમાંથી આપના હક્કમાં મ્હોટું નુકશાન થશે.

**કામાવતી**—બસ બસ! તું તારૂં શાસ્ત્રકથન મારી સમક્ષ ન ઉચ્ચાર ! તારો રાજા આ સારૂં મસ્તક ગમે તો આજ પળે મારા ધડપરથી વેગળું કરે, ને પરમેશ્વરને ગમે તો મને રોમ રોમ નર્કમાં વાસો આપે ! પણ હું આજથી એની રાણી નથી, ને એ મારો સ્વામિ નથી. તું એકદમ મારી આગળથી જા, અને ભર કચેરીમાં આ મારાં સર્વ વેણોં તારા રાજાને વિદિત કર. અગરજો મારી એ આજ્ઞા તું સત્વર પાળશી નહીં તો, આજ ક્ષણે તારો અને મારો જાન નથી એમજ જાણજે.

(દાશી ઉદાશ ચેહેરે ધ્રૂજણી ધ્રૂજતી રાજકચેરી તરફ જાય છે. કામાવતી ઉદાશિમાં પોઢી જાય છે.)



# પ્રવેશ છઠો.

## સ્થળ.

## રૂપસેન રાજાનું દરબાર.

રાજા રૂપસેન, કામદારો, દાસી.

**રાજા** (દાશીને આવતી જોઇને)—કેમરે દાશી, રાણી તરફ-ના તું શું સમાચાર લાવી છે?

**દાશી**—તે કહેતાં મારી જીભ ઉપડતી નથી!

**રાજા**—એમ બોલીને મને અધીરો ન કર–ઝટ બોલી દે કે શું છે.

**દાશી**—આપ રાણી પાસે આવવા ચાહો છો, પરંતુ તેવ-ણુ તો અતિશય ગુસ્સાના આવેશમાં એમ બોલ્યાં કે આજ સાત સાત વર્ષ થયાં મને રાજાએ વિસારી મૂકી છે, તો હવે મારી પાસે આવવાનું શું કામ છે. જા સાફ જઇને કહે કે તમો કદિ મારી પાસે આવશોજ નહિં હું તમારૂં મુખાર્વિંદ જોવાને ચા-હાતી નથી. આજથી રાજા મારા ભાઈ બાપ સમાન છે.

**રાજા** (ખૂબ ગુસ્સામાં)—શું! તે ચંડાળ રાણી આવાં વે-ણુ ખચીત ઓચરી?!

**દાશી**—એમાં જરા પણ ઓછું હૈ તો મને શિક્ષા કરજો.

**રાજા**—વજીર, એ કમજાત રાંડને હમણાં ને હમણાં જ-ઇને ગરદન મારો.

**વજીર** (પોતે)—હવે અઠો લાગ આવ્યો છે. મેં રાણીની ઘણી પ્રાર્થના કરી, પરંતુ રંડીએ મારૂં અત્યંત અપમાન કરીને મને તુચ્છકારી કાઢયો! માટે હું ખરો કે એનેજ મારી ભાર્યા તરિકે મારા કબજામાં લઉં. (રાજાને) નામદાર મહારાજ, ગરદન મારવાથી તો સ્ત્રિહત્યા લેશે, માટે મારી પ્રાર્થના એટલીજ છે કે

એણીને ભર બજારમાં વેચી નાંખી એની ખૂબ ફજેતી કરવી કે ફરીને કોઇ સ્ત્રી પોતાના પતિ સાથે આવી નાલાયક ચાલ ચલાવે નહિં. (પોતે) મારી નાંખ્યાથી આપણું શું વળવાનું છે.

**રાજા**—તમારી નજરમાં આવે તેવી શિક્ષા એ રંડાને કરો. જેણીએ મને ભાઇ બાપ તરિકે માન્યો છે, તે હવે મને મુતલ કામની નથી.

**વિદૂષક**—મહારાજ, મને તો બહુજ કામની છે, માટે જો મને એટલી સ્ત્રી આપી દેશો તો તમારૂં નામ બહુ વધશે!

**વજીર**—રોટલા ખવાડવાના સાંસાં, ને છતાં શું તું રાણીને તારે ઘેર લઇ જવા માગે છે?! જા જા. છાનોમાનો ઘેર જા.

**વિદૂષક**--હુંઊંઊં. પેટમાં દુખ્યું ખરૂં! કંઇ તમારી દાનત તો બગડી નથી?!

**વજીર**—ચોપરો. (થાપડ મારવા જાય છે એટલે એ બાપરે કરીને વિદૂષક જમીનપર પડી જાય છે.)

**રાજા**—ચાલ હવે ઢોંગ થોડા કર. જા વજીરની સાથે, અને રાણીને બજારમાં વેચી આવો.

**વિદૂષક**—ચાલો વજીર સાહેબ. (જાય છે.)

---

## પ્રવેશ સાતમો.

### સ્થળ.

### વજીરનું ઘર.

**વજીર અને તેનો ચાકર લક્ષ્મણ.**

**વજીર**—મારા વિશ્વાસુ લક્ષ્મણ. આજે અમારા રાજાની રાણી કામાવતીને ભર બજારમાં વેચી નાંખવાનો રાજા સાહેબનો હુકમ થયો છે, પણ એ હરરાજી મારે હાથે થવાની છે, માટે

મારી વતી એક લાખ રૂપિયા લગણુ વધીને પણ રાણીની ખરીદી કરજે. આજ એવો કોઇ તવંગર માણસ આપણાં શેહેરમાં વસતો નથી. કે જે એ કરતાં વધુ માગણી કરીને રાણીને ખરીદે, માટે તારે બજારમાં આવવું ને માગણી કરવી.

**ચાકર**—આપ આજ્ઞા કરો છો તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું, પરંતુ હું ચાકર માણસ માગણી કરીશ એટલે લોકો મારી મશ્કરી કરશે ને કહેશે કે લાખ રૂ॰ આપવાની તારી કાયનાત ક્યાંથી? તેનું કેમ કરવું?

**વજીર**—લોકોની તારે દરકાર ન રાખવી. રાણી જેવારે મારી પાસે રહેશે તેવારે લોકો એની મેળે સમજશે કે વજીરે પોતાને માટે ચાકર મારફત ખરીદી કરાવી, માટે મારી આજ્ઞા પ્રમાણે તારે વર્તવું, એમાં કશુર કરવી નહિ

**ચાકર**—આપની આજ્ઞા મસ્તકે ચઢાવું છું.

---

# પ્રવેશ આઠમો.

## સ્થળ.

## બજાર.

### કામાવતી રાણી, વજીર, સિપાઇ અને ખરીદદારો.

કામાવતીના માથાપર વસ્ત્ર ઓરાઢીને વજીર બજારમાં લાવે છે.

**સિપાઈ** (થાળી વગાડીને)—આપણા રાજાની રાણી કામાવતીને વેચવી છે, માટે જેની ખરીદવાની મરજી હોય તેણે આવવું.

**લક્ષ્મણ**—જમાદાર સાહેબ, એનું શું લેશો?

**સિપાઈ** (મશ્કરીમાં)—શું તમો નામદાર રાણીની ખરીદી

કરશો કે ? ! (વજીરને) ભાઇનું મ્હોડું તો જૂઓ ! બકરી ખરીદવાની કાયનાત નથી અને હાથી ખરીદવા આવ્યા છે ! (લક્ષ્મણને) જા જા, તેં લીધી ! !

**વજીર**—કોઇનો ધિક્કાર કરવો નહિં જે કિમ્મત પૂછે તેને કહેવી.

**લક્ષ્મણ**—અરે મારા જેવાજ ખરીદશે ને-તું જોયા કરશે. એની કિમ્મત શી છે તે તો એકવારકી બોલ.

**સિપાઈ**—એની દશ લાખ મોહોર પડશે. (મનમાં) એટલાં નળિયાં પણ ભાઇનાં છાપરાપર હશે નહિ !

**લક્ષ્મણ**—દશ લાખ મોહોર તો નહિ આવે પણ એક લાખ રૂા. ઉપજશે. તેટલા લઇને આપવી છે ?

(એટલામાં બીજા ખરીદદારો આવે છે.)

**સિપાઈ**—આપણા રાજાની રાણી કામાવતી વેચાય છે. માટે જેની મરજી હોય તેણે માગણી કરવી. (થાળી વગાડે છે.)

**એક**—જમાદાર સાહેબ, એની શું કિમ્મત લેશો ?

**સિપાઈ**—એની દશ લાખ મોહોર પડશે.

**બીજો**—દશને બદલે ગમે તો વીશ લાખ મોહોર લેજે, પણ જરા એનો ચેહેરો તો પ્રથમ બતાવ, પછી કિમ્મતની વાત.

**ત્રિજો**—વાજબી છે. માલ બતાવ્યા વગર કિમ્મત કેમ અપાય.

**સિપાઈ** (ગુસ્સામાં)—એ શું વેંગણાં બેગણાં દીઠાં કે જોવા માંગો છો ? રાજાની રાણી તે કંઇ જેવી તેવી હશે ? પ્રથમ કિમ્મત મૂકો ને પછી ચેહેરો જોવાની વાત કરો. આમ રૂપિયા ને આમ રાણી.

**એક**—જોયા વગર કંઇ કિમ્મત અપાય નહિ.

**બીજો**—ખરી વાત છે.

**ત્રિજો**—અલબત.

**વજીર**—એ લોકોની એવીજ મરજી છે તો ચેહેરો બતાવ, શી ચિંતા છે ?

**સિપાઈ** (લુગડું થોડુંક ઊંચકીને)—લો જૂઓ ચેહેરો.

(બધાએ વાંકા વળી વળીને જોઇને)

**એક**—ઓરત તો ખુબસુરત છે!

**બીજો**—ઘણીજ સ્વરૂપવાન છે!

**ત્રિજો**—બસ, જે માંગે તે આપો, અને આપણા ત્રણે વચ્ચે ખરીદી લો.

**એક**—પણ આપણી પાસે મોહોરો કેટલી કેટલી છે તે પ્રથમ તપાસો, પછી વાત કરો–મારી પાસે તો દશ મોહોરો છે.

**બીજો**—પણ મારી પાસે પાંચ છે તો.

**ત્રિજો**—અને મારી પાસે પણ પાંચ છે. એટલે વીશ થઈ રહી–એ દશ માંગે છે તો તેને બદલે વીશ આપી દો.

**સિપાઈ** (ધક્કા મારીને)—જાઓ જાઓ મુજીઓ. વીશ મોહોરમાં રાણીને લઇ જવા માંગો છો?! (કહાડી મૂકે છે.)

(તે સઘળા જાય છે ને એક બુઢો લાકડી ટેકવતો આવે છે.)

**બુઢો**—ભાઇઓ, એ શું વેચાય છે?

**સિપાઇ**—આવો કાકા, આપણા રાજાની રાણી કામાવતીનું વેચાણ થાય છે, તમારે ખરીદવી છે?!

**બુઢો**—હા ભાઈ, ઘડપણમાં એવી જુવાન ઓરત હોય તો સારૂં તો ખરૂંજ તો.

**સિપાઇ**—કાકા, બુઝરોગીમાં જુવાન ઓરતને શું કરશો?

**બુઢો** (ગુસ્સો કરીને)—જે સઘળા કરતા હશે તે હું કરીશ.વચમાં તું શું કરવા પંચાતી કરે છે? (દમ લે છે.)

**સિપાઇ**—ત્યારે તો દશ લાખ મોહોરો ગણો ને લઇ જાઓ.

**બુઢો**—જરા એનો ચેહેરો તો બતાવ.

**સિપાઈ** (લુગડું ઊંચકીને)—જૂઓ કાકા, છે જાણે પરી!

(કામાવતી પુઠ ફેરવી દે છે.)

**બુઢો**—વાહરે પ્યારી! આમ મચકો શું કરે છે! મારા જેવો ધોળી દાહાઢી વાળો ખાવિંદ નહિ મળશે જો! (પોતાના ચાકરને) શાણી છે તો અચ્છી, પણ કિમ્મત ઘણી!

**સિપાઈ**—કિમ્મત ઘણી પડે છે તો જાઓ કબરસ્તાનને રસ્તે પડો!

( બુઢો ચાલવા માંડે છે, ને સિપાઈ ઠેકડીમાં છીંક ખાય છે )

**સિપાઇ**—રાજાની રાણી કામાવતી વેચાય છે કોઇ ખરી દદાર છે?

**લક્ષ્મણ**—હવે કોઇ નથી, માટે મારી માગણી મુજબ એક લાખ રૂ. લો ને મને આપો.

**રામો ચાકર**—સખુર સખુર, મારા શેઠ આવે છે.

( એક સોદાગર આવે છે )

**સોદાગર**—એ શાની હરરાજી થાય છે?

**સિપાઈ**—અમારા રાજાની રાણી કામાવતીની–ખરીદવાની મરજી છે?

**સોદાગર**—એ શું મશ્કરી કરે છે! વળી એમ તે હોય! રાજા પોતાની રાણીને હરરાજ કરે એ વાત માન્યામાંજ કેમ આવે!

**વજીર**—એ ખરીજ વાત છે, માટે ખરીદવી હોય તો માગણી કરો.

**સોદાગર**—એમજ છે તો એની ખરેખરી કિમ્મત બોલો.

**સિપાઈ**—દશ લાખ મોહોર એની પડશે.

**સોદાગર**—બશ! એટલીજ! લો આ દશ લાખ મોહોરની નોટો.

**વજીર** (નોટો ગણી લઇને)—બસ, હાથથી ગઇ!

**કામાવતી** (મોંહોપરથી લુગડું કહાડી નાંખીને પ્રધાનને)—

ચંડાળ પ્રધાન, હવે નકટે નાકે ચાલ્યો જા. (સોદાગરને ભેટી પડીને) પ્રાણનાથ. આજથી હું તમારી થઇ ને તમે મારા થયા છો, હવે ચાલો આપણા મુકામપર.

**સોદાગર**—પ્યારી, હું તારાં સર્વ સૂખ દુઃખમાં ભાગિયો-થવાને બંધાણો છું; ચાલો સુખેથી મુકામપર. (જાય છે)

**પ્રધાન** (ગુસ્સામાં)—હાલ તો તું મારા હાથમાંથી છટકી ગઇ છે, પરંતુ તું જોજે કે તારા શા હાલ કરૂં છું.

**પીલક.**

અરેરેરેરે ઓ ભાએગ ! . ઓ નશીબ ક્યાં ગયું !—ટેક.
આશા હતી મુને એવી જે, કામાવતી વરીશ હું;
પણ ગઇતે અન્ય હાથ, હીણ ભાએગ હું તો છું !—અરેરેરેરે.૧.
ક્યાંથી આવ્યો ઓ સોદારેગર, મારો ખરોજ વૈરી તું;
લઈ ગયો કામાવતીને, બળી બળી મરીશ હું !— અરેરેરેરે.૨.
ઘણાં કીધાં મેં કૂડ કપટ, તે સરવે મિથ્યા થયું !;
એમ છતાં અમૂલ્ય .રત્ન, સોદાગર ભૂવન ગયું !—અરેરેરેરે.૩.
હજૂ પ્રયત્ન કરીશ હું, હજૂ નથી જતું રહ્યું;
જુવો વળી કેવું કપટ, રચી કહાડીશ હું નયું—અરેરેરેરે.૪.

---

# પ્રવેશ નવમો.

## સ્થળ.

## સોદાગરનો મુકામ.

### સોદાગર અને કામાવતી.

સોદાગર કામાવતીનાં ગળાપર હાથ નાંખીને ગાતો ગાતો પ્રવેશ કરે છે.

**લાવણી.**

પ્યારી મ્હારૂં મન તુજસંગ માન્યું રે. પ્યારી મ્હારૂં મન તુજસંગ માન્યું.
કેમ કરી રહેશે તેહ છુપાવ્યું વારી, જગ સઘળે જાણ્યું. ૧

પ્યારી તારૂં મૂખ લાગે મીઠું રે, પ્યારી તારૂં મૂખ લાગે મીઠું;
સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રિલોકમાં, તુજ સમ નવ દીઠું. ૨.
વ્હાલિ મ્હારા પ્રાણથકી પ્યારી રે, વ્હાલિ મ્હારા પ્રાણથકી પ્યારી;
વાણી મધુરી બોલી લીધું, કાળજડું કાઢી. ૩.
ઊરમાં નેણ બાણ વાગ્યાં રે, ઊરમાં નેણ બાણ વાગ્યાં;
તે કારણથી નાણાં મેં તો, આપ્યાં મૂખ માગ્યાં. ૪.

મ્હારી વ્હાલિ અર્ધાંગના, તને ખરીદ કરવામાં મેં મ્હારી સઘળી પૂંજી આપી દીધી છે! હવે મ્હારી પાસે કશું નથી! તેથી મને અતિશય ચિંતા પ્રાપ્ત થાય છે કે આપણો નિર્વાહ હવે શી રીતે થશે! અને તારાં લાડ હું કેવી રીતે પૂરાં પાડી શકીશ! (કામાવતીને ખભે માથું નાંખી અફસોસ કરે છે)

**કામાવતી** (ગદગદ કંઠે)—ઓ મ્હારા વ્હાલા સ્વામિરાજ, તમે મ્હારાં લાડ અને કોહોડ પૂરાં પાડવાની ચિંતામાં પડશો નહિં. જો તમો સ્વામિનાથનો અંતઃકરણનો પ્યાર મુજ સમ દુઃખિયારી નારીપર છે, તો પછી મને બીજું કશું જોઇતું નથી. તમારા ખરા જીગરનો પ્યાર, તેજ મ્હારૂં સર્વ સૂખ છે. મને આપના પ્યાર શિવાય બીજા કશાની સ્પ્રહા નથી, અને આપણું ગુજરાનને માટે તો આપે કશી ચિંતા કરવીજ નહિં કેમકે મને એવું તો ઉત્કૃષ્ટ ભરતકામ આવડે છે કે જે ભરત કોઈ રાજા રાણા આગળ લઇ જસો તો તેઓ મ્હો માગ્યાં દામ આપશે. હાલ મ્હારી પાસે એક રૂમાલ છે, તે મેં બહુ કાળજી અને ભારે મેહેનતથી ભરેલો છે, જે કોઈ રાજવંશિને બતાવવામાં આવશે તો એની કિમ્મત સવા લાખ રૂ૦થી ઓછી કદી આવનારજ નથી. લો આ તે રૂમાલ, અને વેચી આવો. એ વેચાયા પછી અન્યોત્તમ ભરતો હું તૈયાર કરીશ.

**સોહાગર** (ભેટીને)—ઓ મારા જીવની જાન! મારા બારિક સમયમાં તેં મને આટલી હિમ્મત આપી તેને માટે હું તારો

# અંક બાજો.

## પ્રવેશ પેહેલો.

### સ્થળ.

### ચંપાવતી નગરી.

રાજા વીરસેનનું દરબાર.

રાજા વીરસેન, વજીર, કોટવાલ, મુત્સદી, લઉઓ અને પાછળથી સોદાગર.

લઉઓ કચેરીમાં ફરે છે. તેવામાં કોટવાલ અને મુત્સદી આવે છે, તેઓ લઉઆને મશ્કરીમાં ધોલ થાપડો મારે છે, એવામાં વજીર આવે છે.

**વજીર** (લઉઆને)—કેમરે કમજાત, આ રાજ્યકચેરીમાં તું શું ધાંધલ માંડી બેઠો છે? આ જગોપર પણ શું તું તારી જાત જણાવવા માગે છે કે?

**લઉઓ** (સ્વતઃ)—આ દરબારમાં કંઈ એકજ દિવાનો વસ્તો નથી! સિપાઇથી તે છેક વજીર લગણ સઘળાજ ગધ્ધા જણાય છે! પોતાના કામદારો મારા ઢોચકાપર ધબોધબ મપારા લગાવે છે તેમને તો કંઈ કેહેતોજ નથી, અને ઉલટો મારીજ ઝાટકણી કાઢે છે! દાનપર દક્ષણા કેવી મળે છે તે તો જરાક જુઓ!–(વજીરને) વાહવા સાહેબ, ઇનસાફ તો ખાસો કીધો!

**વજીર**—અરે બેવકુફ, ચુપ રહે, વધારે બકવા ન કર.

**લઉઓ** (આમ તેમ ફરે છે ને પોતાંના મન સાથેજ બોલે છે)—ઠીક છે. બેવકુફ અને ત્રણ વકુફપણું તમને થોડીવારમાંજ બતાવું છું, તમે જુઓ તો ખરા કે તમારી કેવી વેતરણ કરૂં છું.

(એવામાં નકીબ પોકારે છે અને રાજા કચેરીમાં આવે છે, તેને

સઘળા માન આપવા ઉભા થાય છે પછી રાજા વગેરે સહુએ બેસે છે.)

**રાજા** (લઉઆને)—કેમરે લઉઆ, આજ કંઇ નવાં જુનાં છે કે?

**લઉઓ**—નવાં જોઇતાં હોય તો બજારમાંથી મળશે, પણ જુનાં જોઇતાં હોય તો આ મારા પગમાં હાજર છે!

**રાજા**—ચાલ ચાલ, હવે મશ્કરીની વાત જવા દે, અને આપણાં શેહેરની કેવી ખબર છે તે કહે.

**લઉઓ**—સારી ખબર તો કંઇજ નથી. પરંતુ મૈયતની વાત જો આજ્ઞા આપો તો જણાવું.

**રાજા**—શું! કંઇ ખરાબ બનાવ આપણાં શેહેરમાં બન્યો છે?!

**લઉઓ** (સ્વતઃ)—હવે ધપ્પાબાજીનો સ્વાદ જરાક ચખાડું! (રાજાને) અરે મહારાજ, આજ કચેરીમાં આવતાં અવલ કેવો તમાસો બન્યો છે કે કંઇ કહ્યાની વાતજ નહીં!

(સઘળા કામદારો ઇશારતથી લઉઆને ચુપ ચુપ કરે છે.)

**રાજા**—તે શું?! હું ધારૂં છું કે તેમાં પણ તારૂંજ કંઇ અડપલું હશે.

(લઉઓ બોલવા જાય છે એટલે કામદારો ઇશારતથી ના કેહે છે.)

**લઉઓ**—અરે મેં તો કંઇ અડપલું નથી કીધું, પણ તમારા આ કામદારો જેવા કચેરીમાં દાખલ થયા તેવાજ મારા આ કુમળા માખણ જેવા માથામાં ધબોધબ ધપ્પા લગાવવા મંડયા! (કોટવાલના માથામાં ધપ્પો મારીને) આ કોટવાલે કીધું મારા માથાનું આમ ટબલું! અને (મુત્સદીના માથામાં ધપ્પો મારીને) આ મુત્સદીએ કીધું આમ ઘોણીયું! તેવામાં વળી આ વજીરજી આવી લાગ્યા, તેની આગળ મેં ફરિયાદ કરી ત્યારે એણે પણ (વજીરને લાત મારીને) ઉલટી પાંચ દશ મનેજ મથેરી! જુઓ

સાહેબ, એ તમાસો કેવો જોવા લાયકનો! એમાં મારો જરાએ વાંક કે ગુન્હો હોય તો ફરમાવો.

**રાજા**— આશ્ચર્યકારક થયું, એ ફરિયાદ તો સાંભળી, પણ બીજું કંઈ છે? હોય તો ઝટ બોલ.

**લડિઓ** (સ્વતઃ)— હવે એ બધાએ કામદારોના ભોંધા કેવા છુટી જાય છે તે જુઓ. (રાજાને) અરે મહારાજ, પેલી કુસાવતી નગરીના રાજા રૂપસેનની રાણી, કામાવતીની હરરાજીની ખબર આપને મળતાંજ આપે આપના આ કામદારોને ફરમાવેલું કે તમારે તે વખતે ત્યાં જવું અને તે રાણીને ખરીદી લાવવી. પણ તમારા તે હુકમને કોઇ પણ કામદારે માન્ય કીધો નહીં, અને અફીણ ચઢાવીને પડયા રહ્યા, તેથી તે સુંદરીનું એક સોદાગર જેવો હલકો માણસ ખરીદી ગયો. અને આપ તો હાથ ઘસ્તાજ રહ્યા!

**રાજા** (કામદારોપર ગુસ્સો કરીને)— અરે નિમકહરામ લુચ્ચાઓ, તમે મારા હુકમનું એ મુજબ ઉલંઘન કીધું અને મારા હાથમાં આવેલો હીરો તમે ગુમાવ્યો! કમજાત મુજીઓ, પાજીઓ, તમે મારા સઘળાં સુખમાં આજે ઓળિઓ ભેળ્યો! મારા સઘળાં સૂખનો તમે નાશ કીધો! બસ. મારી આગળથી તમો જાઓ! કરો તમારૂં કાળું! (નીચું ઘાલીને અફસોસ કરે છે.)

(કામદારો એક બીજાના સામું જોઇ લડુઆપર દાંતિયાં કરે છે, એવામાં પેલો સોદાગર આવે છે તે સિપાઇને વરદી આપવા કહે છે.)

**સિપાઇ**—ખાવિંદ, કોઇ સોદાગર આવ્યો છે તે આપની મુલાકાતને ચાહે છે.

**રાજા**— અચ્છુ, આવવા દો. (બાદ સોદાગર આવી સલામ કરે છે.)

**ચોબદાર**—સલામબર નિગાહ રખીએ મામદાર.

રાજા—આવો સોદાગર; બેસો. (સોદાગર બેસે છે) કેમ, ક્યાંથી આવો છો ને શું શું માલ લાવ્યા છો?

સોદાગર—જી હું રૂપાવતીનગરથી આવું છું. મારી પાસે બીજો કંઇ પણ માલ નથી, પરંતુ એક સુંદર ભરતનો રૂમાલ વેચવાનો છે તે આપ શિવાય બીજાથી ખરીદી શકાય એમ નથી. માટે આપની પાસે હાજર થયો છું.

રાજા—લાવો જોઉં.

(સોદાગર રૂમાલ આપે છે, તે લઇ રાજા ધારી ધારીને જુએ છે.)

રાજા (કામદારોને)—આ ભરત કામ ઘણુંજ સુંદર અને અફલાતુન છે!

વજીર (રૂમાલને જોઈને)—જી બહુજ સુંદર છે.

કોટવાલ—વાહ! કેવો સુંદર રૂમાલ છે!

મુત્સદી—ઓહ! અફલાતુનનો ભરેલો છે!

લડીઓ—ખાસો સરવેને જીવ આવ્યો અરે!

રાજા—સોદાગર એની શું કિંમત છે?

સોદાગર—એની કિમ્મત સવા લાખ રૂપિયા પડશે.

રાજા—કિંમત ઘણી છે. ખરૂં કહેશો કે એ ભરતનો ભરનાર કોણ છે અને તેનું નામ શું છે?

સોદાગર—એ મારી ઓરતના હાથનો ભરેલો છે, ને તેનું નામ કામાવતી છે.

રાજા (કામદારોને)—લડીઓ કહેતો હતો તે નિશાની મળી.

કામદારો—અમને પણ એમજ લાગે છે મહારાજ.

રાજા (સોદાગરને)—પેલા ગામસેને વેચી નાંખેલી તેજ એ કામાવતી કે?

સોદાગર—જી હા.

રાજા—ઠીક છે તો, તમો બહાર બેસો, અમે વિચાર કરી

ને કહીએ છિએ. (સોદાગર બહાર જાય છે પછી કામદારોને) જુઓ આપણે ગમે તે ઉપાયે કરીને પણ એ કામાવતી મેળવવી જોઇએ. જો લાલચથી લલચાય તો તે આપીને લેવી, નહીં તો પછી કંઈ પ્રપંચ કરવો.

**વજીર**—લલચાય એવો એ માણસ જણાતો નથી, માટે કંઇ પ્રપંચ કરવો પડશે. હાલ તો એને બોલાવીને પૂછિએ કે બમણાં નાણાં લેતાં પણ આપે છે કે નહીં.

**રાજા**—ઠીક છે (સિપાઇને) સોદાગરને બોલાવો.

(સોદાગર આવી સલામ કરી બેશે છે તેને કેહે છે) તમારા રૂમાલનાં નાણાં તો તમો માગો છો તેટલાજ અપાવું છુ. પરંતુ તમે ખરીદેલી કામાવતીનાં બમણાં નાણાં લઇને તે પણ એમને વેચાણ આપશો?

**સોદાગર**—ના સાહેબ, આખી પૃથ્વીનું રાજ્ય મળતાં પણ મારી દિલોજાન સ્ત્રી હું કોઇને પણ આપનારજ નથી.

**રાજા**—જેમ તમારી મરજી; પણ તમારી આંગળીમાં વીંટી છે તે જોઉં.

**સોદાગર** (વીંટી કાઢીને આપતાં)—એ કંઇ વેચવાની નથી.

**રાજા**—કેમ વારૂં?

**સોદાગર**—એ વીંટી મારી ઓરતે પોતાના પ્યારની નિશાની દાખલ મને આપી છે, તે હું કદી પણ વેચું નહીં.

**રાજા**—જો એમજ છે તો એ વીંટી તમને મુબારક છે, પરંતુ એનો ઘાટ ઘણોજ ઊત્તમ છે, માટે અમારા સોનીને બતાવતાં લગણુ તમે માત્ર પા કલાક થોભશો? અગર મરજી હોય તો આપના મુકામપર એ વીંટી પાછી મોકલી આપીશ. આપનો મુકામ ક્યાં છે?

**સોદાગર**—મારો મુકામ નવી ધર્મશાળામાં છે, પરંતુ આપ હમણાંજ સોનીને બતાવી મંગાવશો તો હું થોડીવાર થોભીશ.

**રાજા**—ત્યારે તો ઘણુંજ સારૂં (વજીરને ઇશારત કરીને વીંટી આપીને) વજીર, તમે જાતેજ સોનીને ત્યાં જાઓ અને આ વીંટીનો ઘાટ બતાવી એકદમ જલદી આવો.

**વજીર** (વીંટી લઇને)—જી સાહેબ, અબ ઘડી આવ્યો.

(જાય છે)

**રાજા**—સોદાગર, વજીર આવે તેટલીવાર ચાલો આપણે બગિચામાં ફરીએ.

**સોદાગર**— તાબેદાર હાજર છે.

(બધાએ જાય છે.)

---

# પ્રવેશ બીજો.

## સ્થળ.

## ધરમશાળા.

### કામાવતી અને પાછળથી વજીર.

સોદાગરને બહુ વાર થયા ગએલો જોઈ કામાવતી અતિશય શોક કરે છે.

**બરવો.**

જાન જીયરા લગા દુઃખ દે ગયોરે—એ રાગ.

મારૂં તન તપે છે પીયું ક્યાં ગયોરે; પીયુ ક્યાં ગયોરે,
જઇ ક્યાં રહ્યોરે—મારૂં—ટેક.
છોડી એકેલી મુને, ગયારે ડગરમે;
શું જાણું ત્યાં શું થયોરે! મારૂં—૧.
વામ નયન ફરકે છે મ્હારૂં !,
મ્હારાં ઊરનો આનંદ નાશ ભયોરે. મારૂં—૨.
વળી શું આવે છે આફત મુજપર નવી,

કેમ જાણે તેં મુજથી સંકટ સહ્યોરે. મારૂં—૩.

મ્હારે જાઓ પીયુજી મારી,

આવે છે ભય સન્મુખ મનેરે. મારૂં—૪.

મુજ પણ સ્વામિ ક્ષણ ન પડતરે;

મારો તલપત જીવ બેહાલ થયોરે. મારૂં—૫.

(વજીરને આવતો જોઇને)

પેલો કોણ આવે છે! મારા સ્વામિનાથ તરફનો સંદેશો લઇને તો એ નહિ આવતો હોય!

વજીર—(પાસે આવીને)—આપનું નામ શું?

કામાવતી—(સ્વતઃ) નામ કેહવાથી વળી પિડામાં પડીશું, માટે ખોટુંજ અડાવું. (વજીરને) મારૂં નામ રૂપાળીબાઇ છે. આપને શું કામ છે?

વજીર—(સ્વત.) એ બરોબર બોલતી નથી, માટે વધારે પુછપરછ કરવી જોઇએ. (કામાવતીને) હું એટલા માટે પૂછું છું કે એક સોદાગર અમારા રાજા સાહેબ સમક્ષ એક ભરેલો રૂમાલ વેચવા લઈ આવ્યો છે, પણ તેમીપર રાજા સાહેબ બહુજ પ્રસન્ન થવાથી તેમનો રૂ ૧૦૦૦ નો દરમાયો કરીને તેને દરબારમાં રાખ્યો છે, તેથી તેની સ્ત્રીને બોલાવવા માટે મને ગાડી સહિત મોકલ્યો છે.

કામાવતી—એમ છે! એજ સોદાગરની હું પતિન થાઉં છું. તમો શું મને તેડવા આવ્યા છો?

વજીર—પણ તેનું નામ તો કામાવતી છે. હું તો તેણીને તેડવા આવ્યો છું. તે ક્યાં હશે?

કામાવતી—મારૂંજ નામ કામાવતી છે, પણ ભયની મારી મેં તમને મારૂં ખરૂં નામ આપ્યું નહિ.

વજીર—ત્યારે આપ પધારો દરબારમાં, આપના સ્વામિ સોદાગરે આપને ત્યાં બોલાવ્યાં છે.

કામાવતી—એ વાત મારા માન્યામાં આવતી નથી. ગમે તો મારા સ્વામિને લઇને આવો, નહિ તો કંઈ નિશાની લાવો. તોજ હું ત્યાં આવું, પણ ત્યાર વગર હું એક પગલું પણ ભરૂં નહિ.

વજીર (વીંટી બતાવીને)—આ નિશાની તમારા સ્વામિએ મોકલી છે.

કામાવતી (હાથમા વીંટી લઇ, ધારી ધારીને જોઇને)—ખરી વાત, એ વીંટી મેંજ મારા સ્વામિનાથને આપેલી, તેજ એ છે, માટે હવે મને વિશ્વાસ આવ્યો. ચાલો હું તૈયાર છું, પણ મારો આ સામાન સરંજામ છે તેનું કેમ?

વજીર—તે આ ઓરડામાં મુકીને તાળું વાસો. પશ્ચાત હું ગાડું ભરાવીને દરબારમાં લઇ આવીશ.

(સામાન ઓરડામાં નાંખી તાળું દીધું અને કામાવતી ગાડીમા બેસીને દરબારમા ગઇ.)

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ.

### વીરશેન રાજાનું દરબાર.

### રાજા, કામાવતી અને વજીર.

કામાવતી રાજ્ય મ્હેલમાં આવતાંજ ગભરાઇને વજીરને કહે છે.

કામાવતી—અરે! તમે મને ક્યાં લાવ્યા?! મારા સ્વામિનાથ ક્યાં છે?!

(રાજા પાસે આવે છે અને વજીર ચાલ્યો જાય છે)

રાજા—અરે મારી પ્યારી, તું શા માટે ગભરાય છે?!

**કામાવતી**(પૂર ગુસ્સામાં)—દૂર રહે પાપિ ચંડાળ! રાજા થઇને આવી બદ દાનત રાખે છે?! તું પ્યારી કોને કહે છે?! તું રાજા ને હું પ્રજા, તે તારી બેટી સમાન છું!

**રાજા**—અરે! ગર્વિષ્ટ કામની, તું બેટી તારા બાપની—હું તો તારો ધણી છું. આ દુનિયામાં જેટલી ઓરત ને જેટલી દોલત છે તે તમામ રાજાનીજ કહેવાય છે. (એમ કહી થોડોક પાસે જાય છે.)

**કામાવતી** (દૂર ખસી જઇને)—અરે નર્કના અધિકારી રાજા, દૂર રહે; જો તું મને હાથ લગાડશે તો અબઘડી મારી જીભ કરડીને મારો જાન કહાડી તને સ્ત્રિહત્યા આપીશ.

**રાજા**—અએ હઠીલી નારી, તું પેલા ભિખારી જેવા સોદાગર સાથનો તારો સંબંધ છોડ, અને મારી સાથે પ્યાર બાંધ. હું તને મારાં દરબારમાં મારી તમામ રાણીઓને માથે પટરાણી કરીને સ્થાપીશ. (વળી થોડોક પાસે જાય છે. કામાવતી પણ દૂર ખસતી જાય છે)

**કામાવતી** (ગુસ્સામાંજ)—બાળ તારૂં દરબાર અને મૂઇ તારી પટરાણી! તું મારો કેડો મૂક અને મારા મુકામપર જવા દે, નહિ તો. (એટલું બોલી જીભ કરડવા જાય છે.)

**રાજા**—જો તું આવી હઠીલાઈ કરશે તો તારા ભરથાર સોદાગરને તારી નજર આગળ ઠાર મારીશ.

**કામાવતી** (એ બોલો સાંભળતાંજ ઠરી ગઇ અને મનમાં કહે છે.)—આ મુંજી રાજા કામને વશ થઇ મારી પાછળ લાગ્યો છે, પણ મારીથી પતિવ્રતાપણું છોડાતું નથી; અને તે રાખતાં મારા સ્વામિનો જાન જાય છે; માટે હાલ તો હું કંઇ પ્રપંચ રચું અને આ દાવ ચુકાવું, પછી પ્રભુ છે. (રાજાને હાથ જોડી પગે લાગીને) ઓ રાજા ધિરાજ, તમો નામદારનો મારીપર કેટલો પ્યાર છે તેની પરીક્ષા કરવાને ખાતર મેં તમને આટલી

વાર કશી જોયા. પણ નહિ, મારીપર તમારો ખરો પ્યાર નજર આવે છે. માટે જાઓ, આજથી હું તનમનથી તમારીજ છું, પણ મારે બાર વર્ષનું વ્રત્ત છે, જેમાં બાર મહિના બાકી છે, તે પૂરા થતા લગણ આપે મારીથી દૂર રહેવું પડશે.

**રાજા** (ખુશીમાં આવીને)—ઓ મારી વ્હાલિ અર્ધાંગના તેને માટે તું કશી પણ ફીકર ન કર. તું મહારા સુંદર મ્હેલમાં એકાંત વાસ કરજે. કોહોની મગદૂર છે કે તારા મુકામ ઉપર કોઈ પણ પુરુષ પ્રવેશ કરે? હું તારી સેવામાં ક્ષણિક દાશિઓને મૂકીશ.

**કામાવતી**—તો ઠીક ત્યારે, મને મુકામ આપો. પણ મારો સ્વામિ સોદાગર કયાં છે તેને મારી આગળ લાવો, હું તેને કહી દઊં કે બસ, તું તારે માર્ગે લાગ હું તો રાજા સાહેબને વરી ચુકી છું.

**રાજા** (મનમાં)—સોદાગરનો જો મેલાપ કરાવીશ તો એનો પ્યાર એટલું બળ કરશે કે તેની પંચાતી ચુકવવી ભારે પડશે, અને પ્રજામાં ભારે સોહોરબકોર થઇ જશે, માટે તેનો તો હવે પત્તોજ લાગવા ન દેવો: (કામાવતીને) પ્યારી, તે તો કયારનોએ તને છૂપી રીતે વેચી નાણું લઇને ચાલતો થયો છે.

**કામાવતી** (મનમાં)—આ વાત હું કેમ માનું! તે મારો વ્હાલો ભરથાર કદી એમ કરેજ નહિ. રાજાના એ સઘળા પ્રપંચ છે, પણ ફિકર નહિ; મારા પતિવ્રત્ત ધર્મના પ્રતાપે મારૂં સારૂંજ થશે. (રાજાને) જો એમ છે તો ચાલો ત્યારે, તમે મને જ્યાં રાખશો ત્યાં હું રેહેવાને તૈયાર છું.

**રાજા**—બહુ ખુશીની વાત. ચાલો પ્રાણપ્રિયા.

(બંને જાય છે)



## પ્રવેશ ૪થો.

### સ્થળ.

### સોદાગરનો મુકામ.

સોદાગર પોતાના મુકામપર જુએ છેતો કામાવતી નથી! આમ તેમ તપાસ કરતાં નજરે ન આવવાથી તથા કપડાં વગેરે સર્વ સામાન પણ નહીં દેખાવાથી ઘણો ગભરાય છે, અને કામાવતી કામાવતી કરતો અફસોસ કરે છે! અને બોલે છે કે અરે મારી જીંદગીની સાથી! તું વગર મારીથી આ સંસારમાં કેમ રહી શકાશે! અરે દુઃખદાયક સંસાર, તારા ભીડામાં ભચડાઇ મરવા કરતાં જોગી થઇ વનમાં ભટકતા ફરવું એજ સુખદાયક છે.

**ગઝલ.**

હોતા હૈ કોઇ આનમે અબ કામ હમારા—(એ રાગમું.)

કીસ્મત બે કદમ પીંડે છે મુજ આગે;
સુખ લેતાં તો દુઃખ આવી મુને બાંધે છે ધાગે. કીસ્મત. ૧.
નારી મારી થઇ છે ગુમ રમે, દેહ દાગે;
ખાત્રિ છે તે મુને છોડી નહીંજ ભાગે. કીસ્મત. ૨.
રેહેવું નકામું જકતમાં ફીર તેહ ખારૂ લાગે;
જોગી થઇને ભટકું હું કાંઇ લાગે જો થાગે. કીસ્મત. ૩.
જઇ જોઉં નેત્ર માંડી તેહ હશે કે જાગે.
ફરી ફરૂં વનમાં બળુ હું વિયોગ આગે! કીસ્મત. ૪.

(જાય છે.)

# પ્રવેશ પાંચમો.

## સ્થળ.

## કામાવતીનો મેહેલ.

કામાવતી મેહેલની બારીએ ઉદાશ ચેહેરે ઉભી છે. અને ગાયનમાં વિલાપ કરે છે. ત્યાં સોદાગર આવી ચઢે છે.

**ગઝલ.**

બીન તેરે ઘડી પલ મુજે આરામ નહીં હે,
રેહેને દે જમીપર મુજે આરામ નહીં હે;
આ નખસે કદી પાંઉ મેરા કામ એઇ હે—ટેક.
મેને પાઠી લીખકે ભેજી એકદરો કે હાથ.
તુમને પાટી લીખકે ભેજી કહો કીસકી સાથ ?,
ઉસ ખતકે લીફાફેપે મેરા નામ નહીં હે. બીન. ૧
જાની મેરા કફા હુવા મેં કીસે કરૂં ફરિયાદ ?,
ઉસ નગરીકે હાકમ જુઠે કોન કરે ઇનસાફ.
એ જુલ્મસે તુમ બાદ શિવાય ઈનસાફ નહીં હે. બીન. ૨.
તડપ તડપસેં રેન ગુમાઇ આહા કાતીલ તીલ,
આશકકા દીલ જલ ગયા હેં દેખ કલેજા ચીર,
એ આપશે બેદાદ હુતાબ નહીં હેં. બીન. ૩.

(એ ગાયન ગાય છે એવામાં જોગીને વેશે સોદાગર આવે છે. તે કામાવતીના સરખો સ્વર સાંભળી હાંફલો ફાંફલો બની જાય છે, અને આમ તેમ કાન દઇ જુએ છે. એવામાં મેહેલની બારીમાં કામાવતીને જોઇને બોલે છે.)

**સોદાગર**—અરે મારી પ્યારી! તું અહીં કયાંથી ?!

**કામાવતી** (તાજુબ થઇને)—અરે! આ તો મારો સ્વામિ સોદાગર છે! (સોદાગરને) અરે મારા પ્રાણ પ્રીય સ્વામિનાથ. તમે

અહીં ક્યાંથી! ઓ મારા પ્રાણ! તમારા આ શા હાલ! તમે મારે માટે આટલા બધા દુઃખી હશો, એમ હું ધારતીજ હતી! પણ લાચાર! પાપિ ચંડાળ રાજાએ કપટ કરી મને અહીં તેડાવી અને આ રીતે કબજ કરી છે! તમારી મ્હોટી ભૂલ થઇ કે તમે વીંટી તેના હાથમાં આપી! જેથી મને છેતરીને અહીં તેડાવીને માહારા આ હાલ કીધા છે! પણ ગમે તેમ કરીને મને એ જમના હાથમાંથી તમે છોડવો!

**સોદાગર**—ઓ મારી વ્હાલિ, તું મને કંઇ ઉપાય બતાવ, કે જે કામે લગાડી તને એજ જગોપરથી છોડવી મારી સાથે લઇ જાઉં.

**કામાવતી**—તમે મધરાત્રે આ જગોપર આવજો, અને આ બારી તળે આવી તાળી પાડજો કે હું નીશરણી મૂકીને તુરત ઉતરી આવીશ. પછી આપણે બંને જણાં ચાલ પકડીશું. તમે એક ઘોડો પણ તૈયાર રાખજો.

**સોદાગર**—અરે મારી દાહાજની જાણનાર! તેં ખરોજ ઉપાય બતાવ્યો, તારા કહ્યા પ્રમાણે હું બરોબર મધરાત્રે આ જગોપર આવીશ અને તાળી પાડી તને ચેતાવીશ. (મનમાં) હાઆઆ! મારા નશીબનો દરવાજો ખુલેલો નજર આવે છે! પણ હજી તો વિઘ્નો ઘણાં છે. જ્યારે મારી વ્હાલિ અર્ધાંગના મારે હાથ આવશે ત્યારેજ ખરી વાત! આહા! શું એનાં મીઠાં વચનો! શું એનો હાવભાવ અને મારીપરનો પ્યાર! શું એનો પૂનમના ચંદ્રમા જેવો ચળકતો ચેહેરો!

**કામાવતી**—પ્રાણ પ્રીય, હવે દિવસ ઘણો થોડો રહ્યો છે, સાયંકાળ થવા આવ્યો છે, માટે ઝટપટ આ જગોપરથી વિદાય થાઓ અને અશ્વ સહ વર્ત્તમાન વેહેલા પધારો.

**સોદાગર**—હા મહારી વ્હાલિ! આ ચાલ્યો ને અશ્વ લઇ પાછો ઝટ આવું છું. (જાય છે.)

**કામાવતી**—પ્રભુ, મુજ અબળાપર દયા કરી તેં મારા સ્વામિનાથનો પત્તો મેળવી આપ્યો ખરો, પરંતુ મારા ધારેલાં કાર્યમાં તું અમને સહાય થજે, અને આ પાપિ રાજાના પંઝામાંથી હું અનાથને છોડવજે.

(એટલું કહી કામાવતી અંદર જાય છે. આશીગમ સોદાગર અશ્વ લઇને આવે છે, અને ગયન ગાય છે.)

**લાવણી.**

આંખો જો તેરી એશીરે કાતીલ, જીદર નીધા પીર જાતી હે;
તેરા તસુમલ દીલમે હોરેહેતા વારી, મુજે નીંદ નહીં આતી હે-આંખો.૧
ઉમર છોટી રંગ શાવરા, ચાલ ચલે ધજરાતી હેં;
ચીત્તે શરીખી કમર તુમારી વારી, ચલનેમેં વલ ખાતી હે-આંખો.૨
સારી રેન મેં તોરે સંગ જાગા, આંખો મેરી અલસાતી હેં;
અબ તો એ ઠગની લગજા ગલેસેં વારી, કાયકું તલસાતી હેં—આંખો. ૩
જીસ દીન મેં તુઝે નહીંરે દેખતા, જાન મેરી જલ જાતી હેં;
કંઇઓકે ધરકા લીઓ ઠગની, કંઇઓકું ઠગવાતી હેં—આંખો. ૪

હજી રાત ઘણી છે, મારી કામાવતી કંઇ જણાતી નથી! તેણીએ મને ઠગ્યો તો નહીં હોય! શું તે મને ભિખારી બની ગએલો જોઇ રાજાને મોહી પડી હશે! શું તેણે મને મધરાત્રે અહીં બોલાવી મારી મશ્કરી તો નહીં કરી હોય! પણ નહીં, હજી અગિઆર વાગ્યા છે. મધરાત થવાને એક કલાકની વાર છે, માટે આ જગોપર થોભું અને જોઉં કે તેણે કહ્યું છે તેમ જ કરે છે કે નહીં. (જમીનપર બેશી જઇને) હાસ! જીવડા, જરાક આરામ તો લઇ લે! (એમ કહી સૂઈ જાય છે ને થોડિકવારે નશકોરાં બોલે છે.)

( આ સઘળી હકીગત એક ચોર છૂપો રહીને સાંભળે છે. તે બહાર આવી બોલે છે.)

**ચોર**—લાગ તો અછો આવ્યો છે. ભાઈ સાહેબ ઘોરે છે

એટલે આપણે કામ કાઢી લઇએ. હુંજ તાળીઓ પાડું કે કામાવતી નીચે ઉતરી આવશે. પછી લઇને ચાલ્યો જઇશ. (તાળીઓ પાડે છે. કામાવતી ઉતરી આવે છે, તેને લઇને ચોર ચાલતો થાય છે. )

**સોદાગર** (જાગીને આળશ મરડીને બેઠો થાય છે, અને બારી તરફ જોઇને કહે છે)—અરે! આ નીશરણી કહેવી! ( તાળીઓ પાડે છે ) શું! કામાવતીએ મને છેતર્યો કે હજી ઘરમાંજ છે! અરે! મારો ઘોડો ક્યાં છે! ખચીત! મારી વહાલિ કાં તો મને સૂતો વેચીને સટકી ગઈ, કે કાં તો તેણીને કોઇ લઇને ચાલતું થયું! અરે નશીબ! તું બે ડગલાં મારી આગળનું આગળજ છે! ચાલ જીવ! તારા નશીબમાં ભટકી મરવાનું સરજેલું છે તે કેમ મિથ્યા થશે!

# પ્રવેશ છઠો.

## સ્થળ.

## રાજા વીરશેનની કચેરી.

રાજા બેઠો છે ને ગાનતાન થાય છે, એવામાં ચોપદાર આવી જાહેર કરે છે, કે આપની નવી રાણી કામાવતી મેહેલની બારીએથી કંઈ નહાશી ગઇ.

**રાજા** (ચોંકીને)—અરે! લુચ્ચા પાજીઓ, તમે કંઇજ ખબર ન રાખી! મારે હાથ આવેલો હીરો તમે ખોયો! જાઓ તુરત તમે તેની ભાળને નિકળો; હું પણ તેની તપાસ કરૂં છું. તે નિમકહરામ, દગલબાજ નારી મને છેતરીને ક્યાં જનાર છે?!

(ગાતો ગાતો જાય છે.)

## રાજાનો વિલાપ.

### ગીતિ.

અરરર નારી નિર્લંજ થઇને નાહાહીજ મધરાતે;
બહુ માની બહુ વિનવી, તોપણ મુજ સંગે ન રહિ એકાંતે. ૧.
નેહ જણાવ્યો મેં બહુ, તે પણ નિષ્ફળ થયો અરેરેરે ! ;
માટે દઉં છું શ્રાપ, (કે) તાહારો કદી ન થાશોજ જએ. ૨.
નિશ્ચય કીધો મેં મન, નારી કબુલ ન કોઇની થાયે;
સૂતો મૂકી પતિને, પર નર સંગે જરૂર ચાલી જાય. ૩.

# પ્રવેશ સાતમો.

## સ્થળ.

## ચોરનાં ગામનો સુંદર બાગ.

### ચોર, કામાવતી, અને ચોરનાં સગાંવહાલાં વરજાન સાથે.

ચોર મોંહોપર રૂમાલ ઓઢી બાગમાં આવે છે, કામાવતી તેને નિચે પ્રમાણે ગાયન ગાઈ મનાવે છે. ચોર જરાક રૂમાલ ઊંચો કરી ચેષ્ટા કરે છે.

### ગઝલ.

ક્યા ગુના કીયારે, જાની જરા હસકે બોલો, મેને ક્યા ગુના. ટેક.
અંખીયા તેરી લીંબુ ફાડી, સુરમા જો દીયારે;
નયનો મત મારો ગોરીયા. ઘાહેલ કીયારે—ક્યા ગુના. ૧.
રેન તો અંધેરી સૈયાં, બીજ ફેરૂં એકેલીરે;
દુસ્મનોકે દીલશે મેરા, યાર જુદા કીયારે—ક્યા ગુના. ૨.
કાજલ એક લગા દીની, આશાના દીયારે;
મેહેઝતમે કશમ ખા કરે, તીને બીચ ખુદા લીયારે—ક્યા ગુના. ૩.

(ગાઈ રહી કે ચોર મોહોંપરનો રૂમાલ એકદમ કહાડી નાંખે છે. તે જોઇ કામાવતી ચમકી અચંબો પામે છે.)

**કામાવતી**—અરે ! આ શું ! આ કોણ !

**ચોર**—એ કોણ તે બોણુ. હવે તો આ ફસા ભાઈ આ ફસા. હવે ચાલો આપણે ઘેર.

**કામાવતી** (મનમાં)—આ કજગોપર કંઇ પણ ગડબડ કે આનાકાની કરવાથી વળવાનું નથી, માટે એ મુંજીને પણ તાળી આપવી જોઇએ. (ચોરને) તમારી એમ મરજી છે તો ચાલો હું આવવાને તૈયાર છું, પણ તમે મારો પછી ત્યાગ તો નહીં કરો ?

**ચોર**—અરે નારે મારી વ્હાલિ, તું મોગરાના ફુલ જેવી પરીને માટે મારો જાન આપું, પણ તારો ત્યાગ તો નહીંજ કરૂં.

**કામાવતી**—વારૂ તમારાં કોઈ સગાં વહાલાં છે ?

**ચોર**—હારે, મારે બાપ છે, મા છે ને ઘણુંએ સગાં છે.

**કામાવતી**—ત્યારે જો આપણે એમના એમ તમારે ઘેર ચાલ્યા જઇશું તો તમારાં માબાપ અને સગાંવહાલાં તથા ગામના લોકો એમજ કેહેશે કે એ તો કોઇ રંડીને કાહાડી લાવ્યો. માટે હું તમને એક ઉપાય બતાવું તેમ કરશો ?

**ચોર**—અરે હારે મારી પ્યારી. તું જેમ કહેશે તેમ કરવાને તૈયાર છું.

**કામાવતી**—ત્યારે તો તમે એમ કરો કે ગામમાં જાઓ, અને તમારે ઘેર જઇને તમારાં માબાપને કહો કે હું તો પ્રદેશથી એક કન્યા પરણી લાવ્યો છું, તેને વાજતે ગાજતે આપણે ઘેર લાવવી છે, માટે વરઘોડો કાહાડીને આવો, અને સગાંવહાલાંને પણ સાથે લો. પણ વારૂ સ્વામિનાથ, તમે પછી ગામમાં જઇને છટકી જઈ મને એકલી રવડતી તો નહીં મૂકો ? જો ત.

મેં પણ રવડતી મૂકશો તો પછી મારો વાલી આ પ્રદેશમાં કોણ ?! (એમ કેહેતાં રડી પડી આંખો લૂછે છે.)

**ચોર** (મનમાં)—આ ઓરત તો ખચીત એકલી પડવાથી હવે મારી પાસેજ રહેવા માંગે છે. હવે મને કંઇ પણ કપટ લાગતું નથી. માટે એને આ બાગમાં મૂકીને જવાથી કશી અડચણ નથી. (કામાવતીને) અરે નારે મારી પ્યારી. તને રખડતી કદી મૂકનાર નથી, પણ હમણા વરઘોડો લઇ વાજતે ગાજતે તને લેવા આવું છું. તું અહીંઆજ યોભજે.

**કામાવતી**—પણ તમે ઝટપટ આવજો હોં ?.

**ચોર** (ચપટી વજાડી જતાં જતાં)—અરે આ આવ્યો.

(જાય છે.)

**કામાવતી** (મનમાં)—એ પિડા પણ કહાડી તો ખરી. હવે આ જગાપર રહેવું સલામતી ભરેલું નથી. માટે કોઇ નિર્ભય જગોએ સટકી જાઊં છુ. (જાય છે.)

---

# પ્રવેશ આઠમો.

## સ્થળ.

## એક જંગલ.

### કામાવતી અને કોઇ બે સખસો.

કામાવતી જંગલમાં પોતાના સ્વામિને માટે નિચે મુજબ વિલાપ કરે છે.

**લલિત છંદ.**

અરર ઇશરે, કેર તો થયો; પતિજી નેત્રથી, ગેબ તો ભયો.
નથિ કરારરે, જીવ જાય છે; પશુ વિપૂલના, હામ ખાય છે. ૧.
વિવિધ શબ્દથી, વંન ગાજિયું; ભય થકી હવે, અંગ દાઝિયું.

ચરણુ થોભિયાં. જોર તો ગયુ; મદદ કો કરો. મર્ણું તો ભયું. ૨.
અબળ હું હવે, પેર શી કરૂં; શિશ હવે પ્રભૂ, આગળે ધરૂં.
હરિ તને વરી, સંભરૂં મુખે; નજર રાખજે, નાથજી દુખે. ૩.
પતિવ્રતાપણું, ક્ષેમ રાખજે; હરિ જરૂર એ. ધન્ન મ્હારૂં છે.
ક્રુર જનો ઘણાં, વનમાં મળે; નજર દુષ્ટથી, દુઃખ દે છળે. ૪
પ્રભુ પ્રતાપિરે, આશરો ઘણો; અચળ તું ખરો, સ્તંભ તું તણો.
અતિશ પાપિને, છોડયો ખરા: મમહ્દે હવે, હામ છે જરા. ૫.
તુજ દયાથિરે, નાથ વીચરૂં; કુશળ રાખજે, એજ યાચરૂં.
ફરિ ફરી હવે, નાથ શું કહું; શિશુ મુખે પ્રભૂ માંગુ શું બહુ !! ૬.

(ગાયન પૂરૂં થતાંજ કોઈએ હંસ અને વચ્છ નામના સખસો કામાવતીને જોતાંજ માંહોમાંહી વાતકરે છે. કામાવતી તેમને જોઈ ચાંકે છે.)

**હંસ**—અરે ! આવા અઘોર જંગલમાં આ નાજુક નારી ક્યાંથી !

**વચ્છ**—આહો ! એ સુંદર પરીને તો હું મારી ધણિયાણી કરીને મારે ઘેર લઇ જવાનો.

**હંસ**—અરે જારે ભામટા, એણીને મેં પ્રથમ જોઇ છે, માટે હું એને મારે ઘેર લઇ જવાનો.

**વચ્છ**—અરે નિકળરે મુંજી, એ નાજનીને માટે ગળુ જાય તોપણ શું થયું, પરંતુ તેને તો નહીંજ લઇ જવા દેવાનો.

**હંસ** (વચ્છના અંગપર ધસી જઇને)—અરે આ જગોએથી જાય છે કે જીવ ખોવો છે ?

**વચ્છ** (ગળે વળગી પડીને કુસ્તંબાજી કરતાં)—અરે મુંજી ઉભો રહે, હમણા તને ઠાર કરૂં છું. (લડે છે.)

**કામાવતી** (મનમાં)—જો આ બેમાંથી એકાદ મૂઓ તો એક મને વળી લઇ જવાનો, તો પછી છૂટવાનો લાગ આવનાર નથી; માટે બંનેનું સમાધાન કરીને આ સંકટમાંથી ઉગરવું. (બંનેની પાસેં જઇને) ભાઇઓ, તમે નકામા લડી ન મરો.

(બંને છૂટા થાય છે ને કામાવતીનું કહેવું રાજી થઇને સાંભળે છે) જૂઓ, મારે કોઇનો આધાર નથી, માટે તમોમાંથી એક જણ સાથે રહેવાને હું અત્યંત રાજી છું, પણ તમે કોઇ માંહો-માંહી સમજવાના નથી, માટે મારૂં માનો તો એક ઉપાય બતાવું.

**બંને જણા**—કબૂલ છે.

**કામાવતી**—ત્યારે જૂઓ, આ પથરો હું દૂર ફેંકું, તે આગળ દોડીને જે મારી આગળ લાવે તેની સાથે હું વરૂં.

**હંસ**—ઠીક છે, મારે કબૂલ છે.

**વચ્છ**—મારે પણ કબૂલ છે.

(પછી બંને જણાઓ બાંહ્યો ચઢાવે છે ને મૂછોપર હાથ ફેરવે છે. કામાવતી પથરો ફેંકે છે તે લેવાને બંને દોડે છે.)

કામાવતી (મનમાં) આ પિડાઓ પાછી આવે તેટલામાં અહીંથી ગચ્છંતિ કરવી જોઇએ. નહીંતો સંકટમાં ફસાઈ જઇશ. પણ ઓરતના વેશમાં રહ્યાથી ઘણુંક સંકટો વેઠવાં પડયાં, માટે હવે કોઇ દૂર નિર્ભય જગોપર જઇ કંઈ માગી તાગીને મરદનાં લૂગડાં મેળવી તેના વેશમાં ફરૂં કે કશી આફત નડશેજ નહીં. (જાય છે.)

**હંસ** (પથરો લઇને આવે છે અને કહે છે)—અરે! તે મોહનપ્યારી ક્યાં ગઈ!

**વચ્છ** (હસીને)—લે ખા લાડવો! તારીએ ગઇ ને મારી-એ ગઇ!

**હંસ**—અરે પાજી, જો તું સમજ્યો હોત ને મળી સમ-જીને ચાલ્યો હોત તો આપણે બંનો ન્યાહાલ થાત.

**વચ્છ**—ફિકર ન કર. ચાલો આપણે ફકીરને વેશે દેશેદેશ અને જંગલેજંગલ ફરીએ અને તે ઓરતને શોધી કહાડીએ. આ જાન જાઓ, પણ તે નાજુકપરીનો તો પીછો નજ છોડવો.

**હંસ**—તેં ખરીજ વાત કહી; ચાલો. (જાય છે)

# પ્રવેશ નવમો.

## સ્થળ.

## રાજા વીરસેનનું દરબાર.

### રાજા વીરસેન.

**રાજા**—અરે! ક્યાં ગઇ મારી કામાવતી! ક્યાં ગઈ મારી વ્હાલિ! અરે! ઓ નિમકહરામ ઓરત, મેં તને આટલા આટલા લાડ અને પ્યારથી તારૂં પાલણ કર્યાં છતાં તું મને છેતરીને ક્યાં સટકી ગઇ! અરે! વિશ્વાસઘાત કરનારી કઠણ હૃદયાની નારી, તેં મને કેવો કોલ આપ્યો હતો! હાઆ!! ભલભલા મરદો સ્ત્રીચરિત્રમાં કેવા અંજાઈ જાય છે તેનું ભાન મને આજ પુરૂ આવ્યું! બસ, હવે આ દુઃખરૂપ સંસારમાં પડી રેહેવા કરતાં જોગી થઈને મારી વ્હાલિ કામાવતીની શોધ કરૂં. અરે! જેને હું વ્હાલિ કહું છું તેને હું તો વ્હાલો નથીજ! તોપણ મારો કામાગ્નિ મને તેણીની પાછળ દોરવે છે! વારૂ એકવાર જોઊં તો ખરો કે તે પરી મને હાથ લાગે છે કે નહીં. હું હવે સાધૂનો વેશ લઇ તેની ખોળ પાછળ જાઊં છું.

(ગાયન ગાતો જાય છે.)

### રાગ વૈદરભીનો.

જૂઠી માયા છે આ જકતની, જૂઠી જગની આશ;
સ્વારથનાં છે સગાં સઉ, અંતે કરે નિરાશ. જૂઠી. ૧.
સ્નેહાધિન થઇ શું કર્યું, એક નારીને કાજ;
પ્રેમ વશ થઈ પરહર્યું, કાજ રાજનું આજ. જૂઠી. ૨.
પાણી માગે તો હું આલતો, પય પ્રિયાને માટ;
તોય ન થઇ મ્હારી પ્રેમદા, લીધી રાત્રિમાં વાટ. જૂઠી. ૩.
કોલ દીધો મુને ઠગવાને, નવ સમજ્યો હું કાંઈ;
મૂર્ખ બનાવીને પરહરી રહ્યો, રોતો હું આંઇ. જૂઠી. ૪.

સંસારડો સૂકો થયો, લૂખો થયોરે વૈભવ;
કામાવતી વણ જીવવું, તેથી ભલો દાવાનળ. જૂઠી. ૫.
હવે વૈરાગ મુને ઉપજ્યો, ધરૂં ભગવાં વસ્ત્ર;
દેશ વિદેશે વીચરૂં, કરવા તીરથ સહસ્ત્ર. જૂઠી. ૬.
ભાગ્ય મ્હારૂં જો ઉદે થશે, મળશે કામાવતી;
નહિ તો પાડિશ મ્હારા દેહને, થાશે સારી ગતી. જૂઠી. ૭.

---

# પ્રવેશ દશમો.

## સ્થળ.

## ચોર વાળો બાગ.

### ચોરનો વરઘોડો તેનાં સગાં વ્હાલાં સાથે.

વાજતે ગાજતે ચોરનો વરઘોડો બાગમાં આવે છે.

**બાપ**—બેટા, હું તારી વહુને સારાં સારાં ઘરેણાં ઘડાવીશ. (ભેટે છે.)

**ચોર**—વારૂ પિતાજી.

**મા**—દીકરા, હું તારી વહુને સારાં સારાં લુગડાં કરાવીશ. હાં મારા વ્હાલા. (ભેટે છે.)

**ચોર**—વારૂ મા.

**મિત્ર**—મારા મિત્ર, હું પણ મારી ભાભીને ખુશબકતી આપીશ.

**ચોર**—વારૂ ભાઇ.

**બાપ**—પણ તારી વહુ ક્યાં છે તે તો બતાવ.

**ચોર**—એ આ રહી. (આમ તેમ જોઇને) કામાવતી, કામાવતી, અરે એ અલી, અરે એ વહુ. (રડી પડીને પોતાનાં મા બાપને) તે તો કાંઈ નહાશી ગઇ!

**બાપ** (મારીને)—તારૂં સત્યાનાશ જાય, મારી આબરૂ લોકોમાં લીધી. આ શો ઢોંગ કીધો!

**મા**—મારા પીટયા. આવી તે વળી મશ્કરી! લોકોમાં આબરૂનાં કાંકરા કરાવ્યા!

**ચોર**—અરે મા માફ કર, એ તો રાંડ કંઇ જતી રહી!

**મા** (ધણીને)—ચલો હવે ઘેર. મારા પીટયાને ઘરમાં ઘાલવોજ નહીં. (માબાપ અને મિત્રો જાય છે. ચોર નીચે મુજબ વિલાપ કરે છે)

## લાવણી.

નારિનો વિશ્વાસ ન કરવો, નારિ જૂઠી ઠગણી છે;
જમપૂરીમાં લઇને જાએ. એવી નઠારી અઘ્રણી છે! ૧.
જુઓ મુને નારિએ ઠગિયો, ભલભલાને ઠગતો હું;
નિર્બળ નારી પણ છે સબળ, તે આગે ન બોલાએ સું. ૨.
કીધો ભરોશો મ્હેં નારિનો થઇ ફજેતી મ્હારી આજ;
મ્હારાં પાપમાં માત પિતાની, આખા જગમાં ગઇ છે લાજ. ૩
વરઘોડાનો ખર્ચ ગુમાવ્યો, ઢિંકા પાટુનો ખાધો માર;
હવે પછી કોઇ લોક ન કરશો, પરનારિ શું એવો પ્યાર. ૪
ઢોલ નગારાં ખોટાં વગડયાં, ખોટાં ગગડયાં વાજાં ભાઇ!;
મિત્રમંડળે કરી ઠેકડી, પરણ્યાનું સૂખ આવ્યું નહીં. ૫
ચોરને પાટલે ધૂળની ધૂળજ, એ કેહેવત તો સત્યજ ઠરી;
હવે સમ ખાઇને હું કહું છું, એવું કાર્ય નવ કરીશ ફરી. ૬
કાન પકડીને મારૂં તમાચા, તાણું નાકલીસોટી અંહીં;
ચોરીનાં કાર્યો કરવાથી, સમય સૂખનો આવશે નહીં. ૭

# અંક ત્રિજો.

## પ્રવેશ પેહેલો.

### સ્થળ

### ચંદ્રનગર.

### રાજા કેશરીસિંગનું દરબાર.

રાજા કેશરીસિંગ અને મરદના વેશમાં કામાવતી.

રાજા પોતે કચેરી ભરીને બિરાજ્યો છે ને પોતાની સન્મૂખ સુંદર ગાનતાન થાય છે, તેવામાં કામાવતી મરદના વેશમાં ત્યાં આવે છે.

**કામાવતી** (સલામ કરીને)—નામદાર ભડવીર ભૂપતિજી સાહેબ બહાદૂર, હું એક ક્ષત્રિનો પુત્ર છું અને નોકરીને માટે આપ સાહેબનું નામ સાંભળી મારો દેશ છોડીને આવ્યો છુ. મને સિપાઇગિરીનો ધંધો અચ્છી રીતે આવડે છે, માટે મેહેરબાની કરીને એકાદ સિપાઇની જગા આપશો તો મ્હોટી મેહેરબાની થશે. મારાપર એટલી કૃપા કરવી જોઇએ સાહેબ.

**રાજા**—ઠીક છે, પણ દરમાયો શું લેશો ? અને તમારૂં નામ શું છે ?

**કામાવતી**—મારૂં નામ કામકુંવર છે. અને આપ નામદાર જે પેટ જોગું આપશો તો તેટલાથી હું સંતોષ પામીશ.

**રાજા**—તમને દર માસે પચાશ રૂપિયાનો મુશારો મળશે. અને ખાનપાન દરબારમાંથી મળશે.

**કામકુંવર**—એ કરતાં મને કંઇજ વધારે જોઇતું નથી.

**રાજા** (વજીરને)—એમને આપણાં દરબારમાં રાખવા અને એકાદ સારી નોકરી લેવી.

**વજીર**—બોત ખુબ મહારાજ. (અંદર મૂકી આવે છે. એવામાં રાજકુંવરી આવે છે.)

**કુંવરી** (પગે લાગીને)—પિતાજી સાહેબ, આજ મારો જન્મ દિવસ છે, માટે મને સરપાવ આપવો જોઇએ.

**રાજા**—હા મારી વ્હાલિ પુત્રી, માંગ; જે માંગશે તે આપવાને તારો પિતા તૈયાર છે.

**કુંવરી**—ત્યારે વચન આપો.

**રાજા** (લાંબો હાથ કરીને)—લે આ વચન; તને મોં માગ્યું આપીશ.

**કુંવરી**—હું એટલુંજ માંગું છું કે, આપણાં દરબારમાં તમે જે સખસને રાખ્યો છે, ને જેનું નામ કામકુવર છે તેની સાથે મારાં લગ્ન કરો.

**રાજા** (વજીર સામું વિસ્મયતાથી જોઇને)—એ શું માંગે છે!

**વજીર**—સાહેબ, નાદાન બચ્ચાંઓને વચન આપતાં પેહેલાં ઘણો વિચાર કરવાનો છે. એ જે માંગે છે તેમ કેમ બને! એક મુગટધારી રાજાની કુંવરી એક પોતાના નોકર સાથે લગ્ન કરે એ કેવું અનુગતું અને પ્રજામાં કેહતી થવા જેવું છે! પરંતુ આપ જરા ધીરજ પકડો, હું તેની તપાસ કરી આવું કે તે ક્યાંનો રહીશ છે ને કઇ ન્યાત છે.

**રાજા**—તમે સત્ય કહો છો; જાઓ અને તાકિદે તપાસ કરો. (જાય છે.)

**કુંવરી**—પિતાજી, કેમ વિચારમાં પડ્યા?!

**રાજા**—મારી વહાલિ બેટી, તું જે માંગે છે તેમ કેમ બની શકે! કોઈ રાજપુત્રને પસંદ કરશે તો તેની સંગે તારાં લગ્ન ઘણી ધામધૂમથી કરીશ. પરંતુ આ એક હલકા નોકરનાં રૂપ ઉપર મોહ પામીને તું લગ્ન કરવા નિકળી છે તે કાંઇ મારાથી હા પડાય નહીં; તું કંઈ બીજું માંગ.

**કુંવરી**—એ વિના અન્ય પુરૂષ મારે ભાઈ—બાપ બ- રાબર છે; માટે જો પરણાવો તો એનીજ સાથે પરણાવો, નહીંતો આત્મઘાત કરીને મારો જીવ આપીશ. (એટલામાં વજીર આવે છે.)

**વજીર**—અંનદાતા, આપની કુંવરીએ જે માંગણી ક- રી છે તે સ્વિકારવામાં કંઇજ હરકત નથી. તપાસ કરતાં માલમ પડે છે કે, એ કોઇ રાજકુમાર છે, પરંતુ માત્ર વખાનો માર્યો અત્રે આવી ચડયો છે. એની કાંત્તિ તથા ચેનચાળા જોતાં એ કોઈ રાજબીજ છે. માટે સૂખેથી લગ્ન કરો.

**રાજા**—ઠીક છે ત્યારે. કોઇ છે રે.

**સિપાઈ**—હાજર સાબ.

**રાજા**—જાઓ એ કામકુંવરકું બોલા લાવ.

**સિપાઈ**—અછ્છુ સાબ.(તેડવા જાય છે, ને લાવીને હા- જર કરે છે.)

**કામકુંવર** (અદબથી સલામ કરીને)—ખાવિંદ, તાબે- દારને કેમ યાદ કરવો પડયો ?

**રાજા**—આ મારી કુંવરી તમને વરવાને ચાહે છે. માટે તમે એટલી વાત કબૂલ કરો.

**કામકુંવર** (મનમાં)—મોહોકાણના સમાચાર ! હું સ્રીને પરણીને એ શું કરશે ! અગર એ પચાતિમાંથી હું સ્રી છું એમ જણાઇ જશે તો આબદામાં આવીશ ! (રાજાને) મારા જેવા કંગાલને રાજકુંવરી છાજે નહીં, માટે હું કબૂલ કરતો નથી. મારા જેવા રંકને કોટે વળી રત્ન શોભે ? !

**કુંવરી** (અતિશય ગુસ્સામાં)—જો ના કહેશો તોઃ—

**રાજા**—સબૂર સબૂર બેટા, શું કરવા આટલી આકળી થાય છે ? ! (કામકુંવરને) તમે કોઇ પણ વાતની ચિંતા નહીં કર- શો. મારે પેટે માત્ર આ એકજ પુત્રી છે. માટે આખાં રાજ્ય-

ના ધણી તમેજ થશો. પછી તમને શી ન્યૂનતા છે? માટે કબૂલ કરો.

**કામકુંવર** (મનમાં)—હાલ તો હા કહો, પછી નશીબમાં હશે તેમ બનશે. (રાજાને) હું લગ્ન કરવાને કબૂલ તો કરૂં; પરંતુ મારે બાર વર્ષનું બ્રહ્મચર્ય વૃત્ત છે, તે સમય સુધિ તો હું એકાંતજ રહીશ.

**રાજા**—તેની ચિંત્તા નહીં. ચાલો હવે હું લગ્નની તયારી કરાવું છું.

**કામકુંવર**—બહુ સારૂં. હું રજા લઉં છું. (જાય છે.)

**રાજા** (કામદારોને)—ચાલો ઉઠો હવે તમે લગ્નની તમામ તૈયારીઓ કરો. (સઘળાં જાય છે.)

---

# પ્રવેશ બીજો.

## સ્થળ.

## કામકુંવરનો મેહેલ.

### કામકુંવર અને પાંચ સાધૂઓ.

**કામકુંવર** (મનમાં)—રાજકુંવરીની સાથે લગ્ન કરીને નવું સંકટ હોર્યું છે તો ખરૂં, પણ એમાંથી પ્રભુ જે કરે તે ખરૂં. જો એટલામાં મારો સ્વામિ સોદાગર કંઈ હાથ લાગી જાય તો હું સઘળો ભરમ ખોલી નાંખું. પણ તેને કેમ ખબર પડશે કે કામાવતી આજ નગ્રમાં છે?! (વિચાર કરીને) હા, મને એક ઉપાય સૂઝયો! મારી પાસે મારી છાપ છે, તે આ બારીએ લટકાવું છું, અને તેથી જો મારો સ્વામિ આવશે તો તે ચેતી જશે કે, મારી પ્રિયા આજ સ્થળે છે. (ઘરમાં જઇને

છાપ લાવીને લટકાવે છે ને પાછી અંદર જાય છે. એવામાં પાંચે સાધૂઓ નિચે પ્રમાણે ગાનતાન કરતા આવે છે.)

પદ.

નાથ કૈસો ગજકો બંધ છોડાયો. એ રાહ.
જોયો નવ કોઇ સુખી આ જગમાં,
રાજા રંક દુખી રગ રગમાં. જોયો. ટેક.
ત્રીવિધી તાપમાં જક્ત જલે છે,
દીઠું એ શાહ ને ઠગમાં;
માટે પ્રાણી તું પ્રભુને સમરની,
જાશે મુક્તીના ડગમાં. જોયો. ૧.
માયામાં લોપાઇ રહ્યો શું ?!,
સૂખ માની એ અધમાં;
પકવાન સમ પ્રભુ નામ તજીને,
શાને રાજી થાય મગમાં ?!. જોયો. ૨.
હરીજન સમ નવ દીઠો સુખી કોઇ,
અવની ઉપર અને ખગમાં;
એ કારણથી હરીને સમર તું,
ભક્તિ થકી પ્રાણી ડગમાં. જોયો. ૩.
(અન્યો અન્ય સામુ જોઇને)
ઇશ્વરને આરાધો હવે સઊ.
વિત્ત રહ્યું નથી પગમાં;
ચાલો નગ્રમાં ભિક્ષા કરીએ.
મચિએ ભોજનના વગમાં. જોયો. ૪.

(ગાયન ગાઇ રહ્યા બાદ તરતજ તેઓમાંના પેલા સોદાગરની નજર પેલી બારીએ લટકાવેલી છાપપર પડવાથી તે એકદમ બોલી ઉઠે છે.)

**સોદાગર સાધુ**—અરે ! આ તો મારી પ્રિયા કામાવતી ની છબિ છે !

**રાજા સાધૂ** (સોદાગરને ઠોંસો મારીને)—અરે મુંજી. તું ક્યાંથી ગળે પડે છે ! એ તો મારી અર્ધાંગનાની છબિ છે.

**ચોર સાધુ**—અરે જાઓરે લુચ્ચાઓ, એ તો મારી વહુ મને છેતરીને નાઠી ગયલી તેની છબિ છે.

**હંસ સાધૂ**—નહીં નહીં, એ તો મારી પ્યારીની તસવીર છે.

**વચ્છ સાધૂ**—ચલ ચલ. એ તો મારી બાયડીની છબિ છે (એમ કહી લેવા જાય છે, અને એટલામાં તો બધાએ તે છબિને વળગી ... મારામારી કરી મૂકે છે. પેલો કહે કે મારી ને પેલો કહે કે મારી ! એમ લડાલડી કરીને દરબારમાં બધાએ ફરિયાદ કરવા ગયા.)

---

# પ્રવેશ ત્રિજો.

## સ્થળ.

## કામકુંવરની કચેરી.

કામકુંવર, વજીર, કામદારો વિગેરે.

**પાંચે ચોરો**—ફરિયાદ, ફરિયાદ. ફરિયાદ.

**રાજા**—સિપાઇ.

**સિપાઈ**—હાજર.

**રાજા**—એ કોણ લોકો છે. તેમને કચેરીમાં તેડી લાવો.

**સિપાઇ**—બોત ખુબ સાબ. (તેડી લાવે છે.)

**રાજા** (ચોરોને)—કેમ. તમારી શું ફરિયાદ છે?

**સોદાગર** (ગદ ગદ કંઠ થઇને)—નામદાર રાજાધિરાજ, મારાં કરમની કહાણી કહેતાં પાર આવે તેમ નથી! માટે ટૂંકમાંજ અરજ ગુજારૂં છું કે, હું એક સોદાગર છું, મારી ઓરત કંઈ ગુમ થઇ ગઈ છે! તેની સોધ માટે હું આવે સાધૂને વેશે દેશેદેશ ભટકતો અહીં આપનાં નગ્રમાં આવી ચઢ્યો છું. જ્યાં મારી ઓરતની છબિ આપના મેહેલની બારીએ દીઠામાં આવી. તે જોતાં મને મારી તે ઓરતનું ભાન આવ્યું. કેમકે એ છબિ મારી ઓરતની છે; અને એ મારી કામાવતીની છબિ છે. એમ કેહેતાંજ આ દરેક મુંજીઓ (ધસી જઇને મારવા જાય છે તમને સિપાઇ અટકાવે છે.) કેહેવા લાગ્યા કે, એ તો હમારી ઓરતની છબિ છે!

**રાજા** (ચોર સાધૂને)—તમારી શી હકિગત છે?

**ચોર સાધૂ**—અરે માબાપ, હું એક દિવસે અમારા શેહેરના રાજા વીરશેનના મેહેલ પાછળ ચોરી કરવા ગયો હતો, ત્યાં આ જોગી (સોદાગરને બતાવીને) એક ઓરત સાથે કંઇ નહાશી જવાનો મનશુબો કરતો હતો, તે વાત મેં સાંભળી લીધી, અને જેવી તે ઓરત બારીએથી ઉતરી કે તેવી લઇને હું સટકી ગયો, ને મારે ગામ લઇ ગયો. પણ મને છેતરીને તે ઓરત કંઇ નાહાશી ગઈ. માટે આવે વેશે હું તેને ઢુંઢવાને નિકળી પડ્યો છું.

**સોદાગર** (ચોરનું કેહેવું સાંભળતાંજ ગુસ્સામાં ધસી જઇને)—અરે મુંજી, તુંજ મારી ઓરતનો ચોર કે!

**સિપાઇ**—સબુર સબુર, તમારો ઇનસાફ થાય ત્યાં લગણ તમે ચુપ રહો.

**રાજા** (હંસ વચ્છ સાધૂઓને)—તમારી શી ફરિયાદ છે?

**હંસ**—સાહેબ એક ખુબસુરત ઓરત અમને જંગલમાં મળી (વચ્છને બતાવીને) આ મારો મિત્ર તેવારે મારી સાથે હતો. અમો બંને: તેણીપર આશક પડવાથી તે ઓરતે અમને

ઠગવા સારૂ એમ કહ્યું કે, તમે લડો નહીં. હું આ દડી ફેંકું તે જે પેહેલી લાવશે તેની સાથે હું પરણીશ તે વાત અમે કબુલ રાખી. પછી તે ઓરતે દડી ફેંકી. અમે તે લેવા ગયા, એટલામાં તે ઠગારી કંઇ સટકી ગઈ! પછી અમે બનેએ સાધુનો વેશ લીધો. અને તેણીની શોધ માટે નિકળ્યા. ફરતાં ફરતાં આપનાં શેહેરમાં આવી લાગ્યા તો આપના મેહેલની બારીએ તેણીની છબિ અમે દીઠી. પછી અમે હરખાઇ ગયા, અને તે છબિ અમારી છે, એમ કેહેવા લાગ્યા તો આ (મારવા ધસી જાય છે.) લુચ્ચાઓ કેહેવા લાગ્યા કે, એ તો મારી ઓરતની છબિ છે.

**સોદાગર** (ચીડાઇ કરી મારવા ધસી જઇને)—અરે લુચ્ચા ઠગારાઓ, તમે એ રીતે મારી ઓરત પાછળ આશક પડ્યા છો કે!

**સિપાઈ**—ખબરદાર, ચુપ રહો.

**રાજા** (વીરસેન સાધૂને)—હવે તમારી જે ફરિયાદ **હોય** તે બોલો.

**વીરસેન સાધૂ**—અરે મહારાજ, મારી કથા કેહેવાને હું ચાહાતો નથી.

**રાજા**—જો નહીં કહેશો તો તમારે અબઘડી જેલમાં જવું પડશે.

**સાધૂ** (નિશાશો મૂકીને)—હું એક વિશાળ દેશનો રાજા છું! મારૂં નામ વીરશેન છે. એક સોદાગરને છેતરીને મેં તેની ઓરત કામાવતીને કબજ કરી હતી, પણ તેને લઇને આ મુંજી ચોર સટકી ગયો! (મારવા જાય છે.)

**રાજા**—ખબરદાર, કચેરી વચ્ચે તમે રાજા થઇને આવી બેઅદબી કરો છો?! (પાંચેને) જાઓ, તમે તમારા ખરા પોશાકમાં હાજર થાઓ, બાદ તમારો ન્યાય કરીશ. અચ્છું મહારાજ. (એમ કહી જાય છે, અને કામાવતી ખુરશીપરથી આગળ આવી

જમીનપર ઘૂંટણીએ પડી પ્રભુની પ્રાર્થના કરે છે.)

ઓ અબળાપર દયા કરનાર પ્રભુ! જે ભરથારથી છૂટી પડીને આટઆટલાં સંકટ મેં ભોગવ્યાં હતાં તે મારો વહાલો સ્વામિ તેં મને પાછો મેળવી આપ્યો, માટે હું તારો અત્યંત પાડ માનું છું. આહા! મારૂં પતિવ્રતાપણું જાળવતાં મને કેટલુ શોશવું પડયું છે! પ્રભુ! તેં મારૂં મન જોવા ખાતરજ કદાચ મારે શીર આટલી આફ્રત ગુજારી હશે. પરંતુ હે જક્તના શ્રજનાર ઈશ્વિર, જે અબળાનું પોતાનું પતિવ્રત્તાપણું જાળવીને તને પ્રસંન કરવા ચાહાતી હશે તે ગમે એવા રાજવૈભવને પણ નર્ક તુલ્ય ગણી તેમાં લલચાશે નહીંજ. જે નારી પ્રતિવ્રત્તાપણું જાળવતી નથી તે કૂતરી સમાન છે. ને તેનો નર્કમાં વાસો થશે. અરે! મારી સ્વજાતી અબળાઓ, તમારીપર ગમે એટલી આફ્રતનું વાદળ તૂટી પડે, તોપણ તમે તમારૂં પતિવ્રત્તાપણું કદી-છોડશોજ નહીં. (એમ કહી ગાય છે.)

## આશા ગોડી.

મદનનું સર ઘણું કારી, કામિઓને મદનનું સર ઘણું કારી.
પતિવ્રત્ત નવ કોઇ છાંડો.
સખિઓ મારી પતિવ્રત્ત નવ કોઈ છાંડો—ટેક.
પનિવ્રતા નારી, સર્વે ને પ્યારી;
પતિવ્રત્તમાં દિન કહાડો. સખીઓ. ૧
સતી સિતા ને, દ્રૌપદી કુન્તા;
તેના જેવી ટેવ પાડો. સખીઓ. ૨
મીરાં પણ જે, રાયની રાણી;
માંડયો ભજનનો અખાડો. સખીઓ. ૩
તેમ સખી સર્વે, પતિવ્રત્ત ધારો;
અનંગને અવનીમાં ગાડો. સખીઓ. ૪

ગાઇ રહી કે પાંચે સાધૂઓ પોતાના અસલ પોશાકમાં હાજર થાય છે. તે દરેકને રાજા કહે છે. પ્રથમ ચોરને કહે છે કે, "અરે મૂજી તારા જેવા ચંડાળને તો ફાંસીની સજા કરવી જોઇએ".

**ચોર**—(રડી પડીને) અરે માબાપ, એટલો ગુનો માફ છે.

**સોદાગર**—નહીં નહીં, કદી માફ કરવું નહીં જોઇએ. એને તો જાનથીજ મારી નાંખવો જોઇએ.

**કામકુંવર**—વારૂ ઠીક છે, તને માફ છે, પણ હવે પછી એવું કામ કરીશ નહીં.

**ચોર**—(રડતાં રડતાં) વારૂં માબાપ.

**કામકુંવર**—(હંસ તથા વચ્છને) તમે પણ ખરેખરી હરામખોરી કરી છે, માટે તમને પણ ભારે શિક્ષા કરવી તો જોઈએજ. પરંતુ જ્યારે આ એને માફ કીધું ત્યારે તમને પણ માફ કરવુંજ જોઇએ. પણ ખબરદાર, આયંદે એવું પાપ કરશો નહીં.

**બંનેજણાઓ**—(હાથ જોડીને) અચ્છું મહારાજ.

**કામકુંવર**—(વીરશેન રાજાને) તમે એક રાજા થઇને જે કામ કીધું છે તે નહીં માફ થાય તેવું છે. તમે મારી સાથે જે ચાલ ચલાવી છે તે જોતાં તમારા વિશે મને ઘણોજ નઠારો વિચાર આવે છે(રાજા નિચું ઘાલે છે.) પણ જાઓ, હવેથી સમાલીને ચાલજો, અને રાજાનો ધર્મ શો છે તે અચ્છી રીતે શિખજો, નહીં તો તમે પ્રભુના ચોર થઇ તેની આગળ શું જુવાબ દેશો ? ! (સોદાગરને વળગી પડીને) મારા પ્યારા સ્વામિ, જેને માટે તમે જોગીનો વેશ લઇ આજદીન લગી આટલું બધું સંકટ સહન કરતા આવેલા છો, તેજ તમારી પતિવ્રત્તા નારી હું કામાવતી છું.

**સોદાગર**—(મનમાં) ચેહેરો તો મને કામાવતીનોજ લાગે

છે. (કામકુંવરને) શું, તમે મારી મશ્કરી કરો છો ? ! ના ના, તમેજ કામાવતી છો એમ હું માનું નહીં. પણ જે વસ્ત્ર મારાં કરાવેલાં હતાં તેજ પેહેરીને મારી આગળ આવો તોજ હું માનું.

**કામકુંવર**—તો તમે ઠરો. હું મારા સ્ત્રીના વેશમાં આવું છું (જાય છે.)

(સોદાગર વિસ્મયતા પામીને ગાય છે.)

## લાવણી.

કેવી બની છે વાત આ નવી અજાયબ સરખી,
મ્હારૂં દીલ હવે તો ખરેજ ગયું છે હરખી. ૧.
મુને મળી અચાનક પ્રિયા મારી મન ગમતી,
મારૂં દુઃખ થયું છે દીલ થકી હવે કમતી. ૨.
ઓ પ્રભુ કરી તેં મહેર રંકપર આજે,
તું દીનબંધુ દીન જંન શીરપર રાજે. ૩.
તું થયો પ્રસન્ન મુજ ઉપર આજે જેવો;
અહોનીશ દયાળુ પ્રસન્ન રહેજે એવો. ૪.
હું સદાયે વર્તિશ તારી આજ્ઞામાંહીં;
હું નમી વદું છું મુખથી પાહી પાહી. ૫.
છું બાળ હું તાહારો સદાનો છું અપરાધી;
પણ હવે મેં પ્રીતિ અવિચળ તુજથી બાંધી. ૬.
તારી મેહેર તણું શું માચ કરૂં ઓ ઇશ;
મારી પ્રીયા મેળવી આપી પ્રભુ જગદીશ. ૭.

(કામાવતીને આવતી જોઇને ભેટી પડીને) ઓ મારી વ્હાલી, ઘણા દિવસના વિયોગે ભૂખ તરસને એક કોરે મૂકી ભટકતો આજે ઠેકાણે પડયો, માટે પ્રભુનો હું પાડ માનું છું. આહા ! કેટલાં બધાં સંકટો સહન કરીને તેં તારૂં પતિવ્રત જાળવ્યું છે ! આ જગતમાં એવી દૃઢ મનની અબળાઓ થોડીજ છે, કે જે

મારા જેવા નિર્ધનનો ત્યાગ ન કરતાં તથા મોટા રાજા સરખાનાં સુખ–વૈભવનો તિરસ્કાર કરીને પોતાનું સંકટ જાળવે. પણ તને અને તારા સરખી દ્રઢ મનની અબળાઓને ધન્ય છે, કે જે પોતાનું પતિવ્રતાપણું શીરસાટે રાખે છે. ચાલ પ્રિયા, હવે આ પણે જઇએ. (જાય છે.)



(સમાપ્ત.)